# ગુજરાતના ઇતિહાસના સહેલા પાઠો


લેખકો

**બ્રિજરત્નલાલ જમનાદાસ અક્કડ,** બી. એ., એસ. ટી. સી.

હેડમાસ્તર, સાર્વજનિક હાઈસ્કૂલ, સુરત

તથા

સભ્ય, મુંબાઈ વિદ્યાપીઠ

અને

**જયસુખલાલ ઓચ્છવલાલ કાનુગા,** બી. એ.

એ. ડે. એ. ઈ., સુરત જિલ્લો



**મેસર્સ કરસનદાસ નારણદાસ એન્ડ સન્સ**

નાણાવટ, સુરત

**કિંમત ૦-૪-૦**

• પ્રકાશક •

મેસર્સ કરસનદાસ નારણદાસ ઍન્ડ સન્સ

તરફથી રા. નવનીતલાલ બાલુભાઈ બુકસેલર

• • નાણાવટ • સુરત •



પહેલી છાપ • ૧૯૩૫

સુધારેલી બીજી આવૃત્તિ • ૧૯૪૦

• મુદ્રક •

વિઠ્ઠલદાસ કીકાભાઈ

• "સુંદર" પ્રિન્ટિંગ પ્રેસ •

• • કણપીઠ, સુરત • •

# પ્રસ્તાવના

પ્રાથમિક શાળાના ચોથા ધોરણના વિદ્યાર્થીઓની સમજશક્તિ, તેમનું ભાષાજ્ઞાન, તેમને શીખવાનો ઇતિહાસનો અભ્યસક્રમ વગેરે બાબતો ધ્યાનમાં રાખી આ નાની ચોપડી લખવામાં આવી છે. વળી વિદ્યાર્થીઓને વાંચતાં કંટાળો ન આવે માટે આ ચોપડી મોટા ટાઇપમાં છાપવામાં આવી છે અને અગત્યનાં ઐતિહાસિક ચિત્રો પણ તેમાં મૂકવામાં આવ્યાં છે.

કોઈ પણ વિષયની હકીકત સમજીને વાંચવામાં આવે, વાંચીને વિચારવામાં આવે, તેમાંના મુખ્ય વિચારોનું પૃથક્કરણ કરવામાં આવે અને તે વિચારોનું એકીકરણ કરી તેમને પોતાની ભાષામાં સંબંધપૂર્વક દર્શાવતાં આવડે, તો જ એ વિષયનું જ્ઞાન ચોક્કસ અને ફળદાયી નીવડે છે.

ઉપરની રીતે વિદ્યાર્થીઓ આ પુસ્તક વાંચે એટલા માટે દરેક પાઠને અંતે આપેલા પ્રશ્નોમાં વિવિધ જાતનાં મનોયત્ન (Seat work) આપવામાં આવ્યાં છે. એ જાતનાં મનોયત્ન આપવાનો બીજો પણ ખાસ હેતુ છે. મોટે ભાગે પ્રાથમિક શાળામાં એક શિક્ષકને એક કરતાં વધારે ધોરણો શીખવવાં પડે છે; એટલે શિક્ષક જ્યારે એક ધોરણ શીખવે, ત્યારે તેની પાસેના બીજા ધોરણનાં બાળકોને તેણે કાંઈ કામ આપી રોકી રાખવાં પડે છે.

પાઠને છેડે આપેલા પ્રશ્નો એ કામમાં પણ ઉપયોગી થઈ પડશે. જ્યારે ચોથા ધોરણના શિક્ષકને ચોથા ધોરણ સાથે બીજું કોઈ ધોરણ ભણાવવાનું હોય, ત્યારે ધોરણ ચોથાના વિદ્યાર્થીઓને શીખવેલા ઇતિહાસના પાઠ પરનું લેખી મનોયત્ન આપી પોતાની પાસેના બીજા ધોરણને નવું શિખવવામાં તે કામે વળગી શકશે. એ પ્રશ્નોના ઉત્તર લખતી વખતે, ન આવડતી બાબતો, પાઠ વાંચીને તેમાંથી શોધીને વિદ્યાર્થીઓને લખવા દેવી ઠીક થઈ પડશે.

ગુજરાત અને હિંદુસ્તાનના રૂપરેખાવાળા નકશા વિદ્યાર્થીઓ સહેલાઇથી પાડી શકે માટે વિદ્યાર્થીની સ્લેટમાં સમાય તેવડા, એ બંને જાતના ટીનના પતરાના કે કાર્ડબોર્ડના નકશા (કટ) શાળામાં રાખવા જોઈએ. એ કટ સ્લેટ પર મૂકી તેની આજુબાજુ પેન ફેરવી વિદ્યાર્થી નકશાનું ખોખું પાડે અને તેમાં જરૂરી ઐતિહાસિક બાબતો પૂરે.

અમે આશા રાખીએ છીએ કે આ પુસ્તક શિક્ષકોને માર્ગદર્શક અને વિદ્યાર્થીઓને રસદાયક થઈ પડશે.

સુરત
ડિસેમ્બર, ૧૯૩૫

બ્રિજરત્નલાલ અક્કડ
જયસુખલાલ કાનુગા

# અનુક્રમણિકા



સિંધ
મારવાડ
આબુ
મેવાડ
કચ્છ
કંથકોટ
કચ્છનો અખાત
અણહિલપુરપાટણ
સરસ્વતીનદી
સિદ્ધપુર
પંચાસર
અમદાવાદ
સાબરમતીનદી
મહેમદાવાદ
ગોધરા
પાવાગઢ ચાંપાનેર
ખંભાત
મહીનદી
વડોદરા
ડભોઈ
માળવા
ભરૂચ
નર્મદાનદી
તાપીનદી
ખાનદેશ
સુરત
સોનગઢ
બાગલાણ
નાશિક જિલ્લો
થાણા જિલ્લો
સૌરાષ્ટ્ર
વઢવાણ
વલભિપુર
દ્વારકા
પોરબંદર
જુનાગઢ
ગિરનાર
શેત્રુંજય
સોમનાથ પાટણ
દીવ
ખંભાતનો અખાત
અરબી સમુદ્ર
ગુજરાત

## નકશા અને ચિત્રોની યાદી





# ગુજરાતના ઇતિહાસના સહેલા પાઠો

## પાઠ ૧લો

### ગુજરાત અને ગુજરાતીઓ

અત્યાર સુધીમાં તમે ઘણી વાર્તા વાંચી છે. એમાં કેટલીક પશુપક્ષીની અને કેટલીક પરીઓની વાર્તા હશે. એવી વાર્તાઓ જોડી કાઢેલી હોય છે. તે ખરેખર બનેલી હોતી નથી. વળી તમે શ્રીરામ, પાંડવો અને અકબર બાદશાહની વાર્તાઓ પણ વાંચી હશે. એમાંની કેટલીક ખરી બનેલી વાતો છે. ખરી બનેલી વાતો ઇતિહાસ કહેવાય છે. આ નાની ચોપડીના પાઠોમાં અમે તમને ગુજરાતના ઇતિહાસની વાર્તા કહીશું.

ગુજરાતની સામાન્ય ભૂગોળ તમે શીખી ગએલાં છો. ગુજરાતમાં અમદાવાદ, ખેડા, ભરુચ–પંચમહાલ અને સુરત જિલ્લાઓ આવેલા છે; બનાસ, સરસ્વતી, સાબરમતી, મહી, નર્મદા, તાપી, ભાદર, શેત્રુંજી વગેરે નદીઓ આવેલી છે; વળી, આબુ અને ગિરનાર વગેરે પર્વતો આવેલા છે. આ બધું તમે જાણો છો.

જૂના વખતમાં ગુજરાતમાં એ નદીઓ તો હતી જ. એ પર્વતો પણ હતા, પણ આ જિલ્લા ન હતા અને આપણા પ્રાંતનું નામ ગુજરાત પણ ન હતું. પ્રાચીન એટલે ઘણા જૂના વખતમાં આપણા પ્રાંતના મુખ્ય ત્રણ ભાગ ગણાતા : (૧) સૌરાષ્ટ્ર એટલે હાલનો કાઠિયાવાડનો મુલક; (૨) આનર્ત એટલે મહી નદીથી ઉત્તરનો મુલક; (૩) લાટ એટલે મહી અને તાપી નદી વચ્ચેનો મુલક.

આશરે ૧૪૨૬ વર્ષ ઉપર ગુર્જર જાતના એક સરદારે આપણો પ્રાંત જીતી લીધો. તેના નામ ઉપરથી આપણા પ્રાંતનું નામ ગુર્જરરાષ્ટ્ર (ગુર્જર લોકોનો દેશ) એટલે ગુજરાત પડ્યું.

અસલ ગુજરાતમાં ઘણાં સારાં બંદરો હતાં. દ્વારકા, સોમનાથ પાટણ, ભૃગુકચ્છ (ભરુચ), સ્તંભતીર્થ (ખંભાત) અને સુરત બંદરેથી પુષ્કળ માલ દેશપરદેશ જતો અને દેશપરદેશથી એ બંદરોએ ઘણો માલ આવતો.

વળી ગુજરાતનાં હવાપાણી અસલથી સારાં છે અને જમીન ફળદ્રુપ છે. એથી દેશપરદેશની પ્રજાઓ ગુજરાતમાં આવીને વસી.

અત્યારે આપણા ગુજરાતમાં હિંદુ, મુસલમાન, પારસી અને ખ્રિસ્તી લોકોની વસ્તી છે. હિંદુઓ હિંદુ ધર્મ પાળે છે અને દેવદેવીઓને પૂજે છે. મુસલમાનો મુસલમાની ધર્મ પાળે છે. તેઓ એક ખુદાને માને છે અને મૂર્તિપૂજા કરતા નથી. પારસીઓ જરથોસ્તી ધર્મ પાળે છે અને અગ્નિનું પૂજન કરે છે. ખ્રિસ્તીઓ ખ્રિસ્તી ધર્મ પાળે છે અને દેવળમાં જઈ પ્રાર્થના કરે છે.

હિંદુઓમાં બ્રાહ્મણ, વાણિયા, રજપૂત, કોળી, હળપતિ, ભીલ વગેરે ઘણી જાતિઓ છે. એમાં ભીલ, કોળી વગેરે આપણા પ્રાંતના અસલ વતનીના વંશજો છે.

હવે આ ચોપડીમાંનો હિંદુસ્તાનનો નકશો જુઓ. એમાં ગુજરાત બતાવો. સિંધુ, ગંગા અને જમના નદી બતાવો. છેક ઉત્તરમાં પથરાઈ રહેલો હિમાલય પર્વત બતાવો. એ હિમાલય પર્વતની પેલે પાર આજથી છ–સાત હજાર વર્ષ ઉપર એક પ્રજા વસતી હતી. એ લોકો ઊંચા, ગોરા અને કદાવર હતા. તે પ્રજાની કેટલીક ટોળી હિમાલય ઓળંગીને સિંધુ, ગંગા અને જમનાના પ્રદેશમાં વસી અને પછી આપણા ગુજરાતમાં આવીને વસી. ઇતિહાસમાં એ લોકો આર્ય તરીકે ઓળખાય છે. આપણા ગુજરાતમાં વસતા બ્રાહ્મણ, ક્ષત્રિય, વાણિયા વગેરે આ પ્રજાના વંશજો છે.

આજથી લગભગ ૬૦૦ વર્ષ ઉપર મુસલમાન પાદશાહોએ ગુજરાત જીતી લીધું ત્યારે મુસલમાન લોકો ગુજરાતમાં આવીને વસ્યા અને તે વખતના કેટલાક ગુજરાતીઓ મુસલમાન ધર્મના થયા. આમ ગુજરાતમાં મુસલમાન પ્રજા વસી.

પારસીઓનું મૂળ વતન ઇરાન દેશ છે. આશરે ૧૨૦૦ વર્ષ ઉપર જ્યારે તેમના ઇરાન દેશ ઉપર મુસલમાનોએ ચડાઈ કરી ત્યારે કેટલાક પારસીઓએ પોતાના ધર્મને ખાતર ઇરાન છોડ્યું. વહાણમાં બેસીને તેઓ દીવ બંદરે ઊતર્યા અને ગુજરાતમાં વસવાટ કર્યો.

આશરે ૩૦૦ વર્ષ ઉપર યુરોપની ખ્રિસ્તી પ્રજાઓ ગુજરાતમાં વેપાર કરવા આવી. તેમની સાથે ખ્રિસ્તી ધર્મના ઉપદેશકો પણ આવ્યા. તે ઉપદેશકોના બોધથી કેટલાક ગુજરાતીઓએ ખ્રિસ્તી ધર્મ પાળવા માંડ્યો. આમ ગુજરાતમાં ખ્રિસ્તી ધર્મ દાખલ થયો.

જેમ માતા પોતાનાં બાળકોને ખવડાવી–પીવડાવીને, ઉછેરીને મોટાં કરે છે, તેમ ગુજરાતની ભૂમિ પણ ગુજરાતમાં



ઇરાનથી નીકળીને પારસીઓ દીવ બંદરે ઊતરે છે.

વસતી હિંદુ, મુસલમાન, પારસી, ખ્રિસ્તી વગેરે પ્રજાનું પોતાનાં અન્ન, જળ અને ફળફળાદિ વડે પોષણ કરે છે. એટલે ગુજરાતમાં વસતી બધી પ્રજાની ગુજરાત માતૃભૂમિ છે, અને ગુજરાતમાં વસતા હિંદુ, મુસલમાન, પારસી અને ખ્રિસ્તી એકબીજાના ભાઈઓ છે.

## — પ્રશ્નો —

( ૧ ) તમારી પાસેના કટથી ગુજરાતના નકશાનું ખોખું દોરો. ગુજરાત પ્રાંતની ચારે દિશાએ જે પ્રદેશો આવ્યા હોય તેનાં નામ તેમાં લખો. ગુજરાતની મોટી નદીઓ, પર્વતો અને જૂના વખતનાં બંદરોનાં નામ લખો. સૌરાષ્ટ્ર, આનર્ત અને લાટ પ્રદેશ જ્યાં આવ્યા હોય ત્યાં લખો.

( ૨ ) નીચેનાં અધૂરાં વાક્યો પૂરાં કરી લખો:—

( अ) ગુજરાતમાં દેશપરદેશથી ઘણી પ્રજા આવીને વસી, કારણ કે—

( ब ) ________, તેથી તેમણે ઇરાન છોડયું અને ગુજરાતમાં આવી વસ્યા.

( क ) ________, ત્યારથી આપણા પ્રાંતનું નામ ગુજરાત પડયું.

( ड ) ગુજરાતમાં વસતા હિંદુ, મુસલમાન, પારસી અને ખ્રિસ્તી એક બીજાના ભાઇઓ કહેવાય, કારણ કે________

( ૩ ) નીચેના બનાવો, એક નીચે બીજો, એમ જેમ બન્યા હોય તેમ લખો:- ગુજરાતમાં ખ્રિસ્તી પ્રજા વસી. આર્યો આવ્યા. મુસલમાન આવ્યા. પારસી લોકો આવ્યા. પ્રાંતનું નામ ગુજરાત પડયું.

---

# પાઠ ૨ જો

## દ્વારકામાં યાદવરાજ્ય

### શ્રીકૃષ્ણ

આશરે ૫૦૦૦ વર્ષ ઉપર મથુરામાં કંસ નામે રાજા રાજ્ય કરતો હતો. તે ઘાતકી, જુલમી અને વહેમી હતો. તેણે તેના પિતા ઉગ્રસેનને કેદમાં નાખી મથુરાની ગાદી મેળવી હતી. કંસને દેવકી નામની એક બેન હતી. તેણે એને વાસુદેવ નામના યાદવ રાજકુમાર સાથે પરણાવી. વખતે દેવકીને પુત્ર થાય અને તે પોતાનું રાજ્ય પડાવી લે, એવો કંસને વહેમ આવ્યો; તેથી તેણે પોતાનાં બેન–બનેવીને બંદીખાનામાં પૂર્યાં. દેવકીને બાળક જન્મે કે તરત કંસ તેને મારી નાખે. આમ તેણે દેવકીનાં એક પછી એક સાત બાળકો મારી નાખ્યાં. દેવકીને આઠમી વખતે પુત્ર અવતર્યો. એ પુત્ર તે શ્રીકૃષ્ણ. કૃષ્ણ અવતર્યા કે તરત જ વાસુદેવ તેમને છાનામાના પાસેના ગોકુળ ગામમાં તેમના મિત્ર નંદરાજાને ત્યાં મૂકી આવ્યા, અને તેમને ત્યાં એ સમયમાં જ અવતરેલી પુત્રીને મથુરા લઈ આવ્યા. કંસે પોતાની બેનને છોકરી અવતરી છે એમ માન્યું. તેણે એ છોકરીને પણ મારી નાખી.

કંસની જાણ બહાર શ્રીકૃષ્ણ ગોકુળના ગોવાળિયાના રાજા નંદને ત્યાં મોટા થવા લાગ્યા; તેર–ચૌદ વર્ષની ઉંમરે તે મથુરા ગયા. તેમણે કંસને મારી નાખ્યો. યાદવોએ કંસના બાપ ઉગ્રસેનને મથુરાની ગાદી આપી.

એ વખતે મગધમાં કંસનો સસરો જરાસંધ નામે રાજા રાજ્ય કરતો હતો. તેણે પોતાના જમાઈનું વેર લેવા મથુરા

પર ચડાઈ કરી. યાદવોની હાર થઈ તેથી તે મથુરાથી નાસી છૂટ્યા અને તેમણે દ્વારકા આવી ત્યાં રાજગાદી સ્થાપી.

આમ ગુજરાતમાં આશરે ૫૦૦૦ વર્ષ પહેલાં યાદવોનું રાજ્ય સ્થપાયું. દ્વારકાની ગાદીએ યાદવ રાજા ઉગ્રસેન હતો, પણ રાજકારભાર તો શ્રીકૃષ્ણ કહે તે પ્રમાણે ચાલતો. શ્રીકૃષ્ણ મોટા પરાક્રમી અને વિદ્વાન હતા તેથી હિંદુઓ એમને દેવ તરીકે પૂજતા હતા.

પાંડવકૌરવ વચ્ચે મહાભારતનું યુદ્ધ થયું તે વખતે શ્રીકૃષ્ણ અર્જુનનો રથ હાંકવા બેઠા હતા. એ વખતે એમણે અર્જુનને જે શિખામણ આપેલી તે ભગવદ્‌ગીતા નામથી ઓળખાય છે. ભગવદ્‌ગીતા હિંદુ ધર્મનું પ્રખ્યાત પુસ્તક છે.

યાદવોના અમલમાં લોકો બહુ સુખી થયા. દ્વારકાના લોકોના વેપાર–ધંધા અને ઉદ્યોગ વધ્યા. લોકો એટલા બધા ધનવાન થયા કે દ્વારકા નગરી સોનાની છે એમ કહેવાવા લાગ્યું.

યાદવો પાસે પુષ્કળ ધન હતું. તેમની સત્તા ભારે હતી. તેમની સાથે લડવા કોઈ હિંમત કરતું નહિ. આથી યાદવ કુમારો લાડમાં ઊછર્યા અને અભિમાની થઈ ગયા. વળી તેમને દારૂ પીવાની ખરાબ ટેવ પડી. એક વખતે ગર્વિષ્ઠ થઈ ગએલા કેટલાક યાદવ જુવાનોએ એક ઋષિની મશ્કરી કરી ત્યારે ઋષિએ ગુસ્સે થઈને તેમને કહ્યું, કે અભિમાની રાજપૂતો, તમે તમારી આવી ઉદ્ધતાઈથી એક બીજા સાથે લડીને નાશ પામશો. બન્યું પણ એવું જ. એક વખત ગ્રહણને દિવસે શ્રીકૃષ્ણ સાથે બધા યાદવો પ્રભાસપાટણની જાત્રાએ ગયા. ત્યાં યાદવોએ ખૂબ દારૂ પીધો. તેઓ ભાન ભૂલ્યા, અંદરઅંદર

લડ્યા અને કપાઈ મૂઆ. આ બનાવ પર વિચાર કરતા શ્રીકૃષ્ણ એક પીપળાના ઝાડના થડને અઢેલી બેઠા હતા. તેમને પશુ ધારીને એક પારધીએ તીર માર્યું અને તેઓ મરણ પામ્યા. આ બનાવ યાદવાસ્થળી નામે ઓળખાય છે. શ્રીકૃષ્ણે જે જગાએ દેહ છોડયો, તે જગા દેહોત્સર્ગ નામે પ્રસિદ્ધ છે.

દારૂ પીવાના આ બૂરા વ્યસનને લીધે યાદવોનું બળવાન રાજ્ય નાશ પામ્યું.

— પ્રશ્નો —

( ૧ ) ખાલી જગાએ યોગ્ય શબ્દો પૂરીને નીચેનો ફકરો લખોઃ—

આશરે ______ વર્ષ પર ______ માં કંસ નામે રાજા રાજ્ય કરતો હતો. તેણે પોતાના બનેવી ______ ને અને પોતાની બેન ______ ને કેદમાં પૂર્યાં. ______ માં દેવકીને એક ______ અવતર્યો. એ પુત્ર તે ______. વસુદેવ શ્રીકૃષ્ણને ______ ના ગોવાળિયાના રાજા ______ ને ઘેર મૂકી આવ્યા. શ્રીકૃષ્ણ તેર-ચૌદ વર્ષના થતાં તેમણે ______ ને મારી નાખ્યો અને પોતાનાં ______ ને ______ માંથી છોડાવ્યાં.

( ૨ ) નીચેનાં અધૂરાં વાક્યો પૂરાં કરીને લખોઃ—

( अ ) યાદવોએ મથુરાથી આવી દ્વારકામાં ગાદી સ્થાપી, કારણ કે–

( ब ) ______, તેથી દ્વારકા નગર સોનાનું છે, એમ કહેવાયું.

( क ) યાદવ કુમારોએ ઋષિની મશ્કરી કરી, ત્યારે ઋષિએ તેમને કહ્યું, ______.

( ड ) જો યાદવોને દારૂ પીવાની ટેવ ન પડી હોત, તો ______

---

## પાઠ ૩જો

### શ્રીકૃષ્ણ અને સુદામા

શ્રીકૃષ્ણના સમયમાં અત્યારના જેવી નિશાળો નહોતી. વિદ્વાન બ્રાહ્મણો ગામ બહાર જંગલમાં આશ્રમ બાંધી રહેતા અને વિદ્યાર્થીઓને ભણાવતા. એ આશ્રમોમાં વિદ્યાર્થીઓને યુદ્ધકળા, રાજકારભાર ચલાવવાની વિદ્યા, વૈદક સંબંધી વિદ્યા કે ધર્મ સંબંધી વિદ્યા જે કંઈ શીખવું હોય તે શિખવવામાં આવતું.

એ આશ્રમોમાં બધા વર્ણના વિદ્યાર્થી ભણવા આવતા. રાજકુમારોની સાથે ત્યાં ગરીબ માણસોના પુત્રો પણ ભણતા. કેટલીક વખત તેઓ ખોરાક માટે કંદમૂળ લાવવા જંગલમાં જતા અને કેટલીક વખત પાસેના નગરમાં ભિક્ષા માગવા જતા. તેમને મહેનતનાં ઘણાં કામ કરવાં પડતાં. તેમને ગુરુની ગાયો ચારવા જવું પડતું, ગુરુને માટે લાકડાં કાપી લાવવાં પડતાં, ગુરુનાં વસ્ત્રો ધોવાં પડતાં અને તેમની પગચંપી પણ કરવી પડતી.

બાળવયમાં શ્રીકૃષ્ણ ગોકુળમાં ગોવાળિયાના છોકરા સાથે ઊછરેલા હોવાથી કાંઈ ભણી શક્યા નહોતા; તેથી દ્વારકા આવ્યા પછી એમના પિતાએ એમને ઉજ્જન પાસે આવેલા સાંદીપનિ નામના ગુરુના આશ્રમમાં ભણવા મોકલ્યા. ત્યાં એમણે યુદ્ધકળા, રાજકારભાર ચલાવવાની રીત અને ધર્મ સંબંધી ઊંડું જ્ઞાન મેળવ્યું.

કાઠિયાવાડમાં આવેલા પોરબંદરનો સુદામા નામનો એક વિદ્યાર્થી એ આશ્રમમાં ભણતો હતો. આશ્રમનો તે વડો વિદ્યાર્થી ( મૉનિટર ) હતો. શ્રીકૃષ્ણને તેની સાથે ભારે દોસ્તી થઈ. શ્રીકૃષ્ણ અને સુદામા ઘણી ય વાર ગુરુની ગાયો ચરાવવા અને આશ્રમને માટે લાકડાં કાપવા જતા.

અભ્યાસ પૂરો કરી રહ્યા પછી ગુરુને મોટી દક્ષિણા આપી શ્રીકૃષ્ણ દ્વારકા ગયા, અને સુદામા પણ ગુરુની રજા લઈ પોતાને વતન પોરબંદર ગયા. સુદામા ગરીબ બ્રાહ્મણ હતા. ગુરુને તે કાંઈ પણ દક્ષિણા આપી શક્યા નહિ.

હવે શ્રીકૃષ્ણ દ્વારકા જઈ રાજકારભાર કરવા લાગ્યા અને સુદામા પોરબંદર જઈ ઈશ્વરભક્તિમાં દિવસ ગાળવા લાગ્યા. ઘણાં વર્ષ વીત્યા પછી એક દિવસ સુદામા પોતાના મિત્ર શ્રીકૃષ્ણને મળવા દ્વારકા ગયા. સુદામાને જોતાંવેંત જ શ્રીકૃષ્ણ તેમને ભાવથી ભેટી પડ્યા અને તેમની પૂજા કીધી. તેમનું દુર્બળ શરીર અને ગરીબાઈ જોઈ શ્રીકૃષ્ણને બહુ દુઃખ થયું; તેથી તેમણે સુદામાને ઘણા દિવસ દ્વારકામાં રાખ્યા અને તે દરમિયાન સુદામા ન જાણે તેમ સુદામાની સ્ત્રી પર પુષ્કળ ધન મોકલી આપ્યું અને પોરબંદરમાં સુંદર મકાન બંધાવી આપ્યું.

જ્યારે સુદામા ઘેર જવા તૈયાર થયા ત્યારે શ્રીકૃષ્ણે તેમને કહ્યું : મારા પર કૃપા કરીને ફરીથી દ્વારકા પધારશો. જતી વખતે શ્રીકૃષ્ણે તેમને કંઈ પણ ધન ન આપ્યું, તેથી સુદામાજીએ વિચાર્યું કે કૃષ્ણ બહુ લોભિયા ને કંજૂસ છે.

 

હવે સુદામા પોરબંદર આવ્યા. તેમણે પોતાના ભાંગ્યાતૂટ્યા ઘરની જગાએ મોટા મહેલ જેવું મકાન જોયું. જ્યારે એમને માલૂમ પડ્યું કે એ મકાન શ્રીકૃષ્ણે તેમને માટે કરાવ્યું છે, ત્યારે એમના હર્ષનો પાર રહ્યો નહિ; અને શ્રીકૃષ્ણને માટે તેમણે જે ખોટો ખ્યાલ બાંધ્યો હતો, તેનો તેમને ખૂબ પસ્તાવો થયો.

## —પ્રશ્નો—

( ૧ ) નીચેના ફકરો, ખાલી જગાએ યોગ્ય શબ્દ પૂરીને લખોઃ—

શ્રીકૃષ્ણના ગુરુ ______ હતા. તેમની પાસે તે ______, અને ______ શીખ્યા. એ ઋષિના ______માં શ્રીકૃષ્ણને ______ સાથે ભાઈબંધી થઈ. અભ્યાસ પૂરો કરી રહ્યા પછી શ્રીકૃષ્ણ ______ ગયા, અને સુદામા ______ ગયા.

( ૨ ) નીચેના સવાલના જવાબ આખા વાક્યમાં લખો. જવાબના દરેક વાક્યને છેડે પૂર્ણવિરામ મૂકવાનું ભૂલતાં નહિ.

( ૧ ) શ્રીકૃષ્ણના વખતમાં વિદ્યાર્થીઓને ગુરુનાં કયાં કયાં કામ કરવાં પડતાં ?

( ૨ ) સુદામા બહુ ગરીબ છે, એમ શ્રીકૃષ્ણને ક્યારે માલૂમ પડયું ?

( ૩ ) તેમની ગરીબાઈ મટાડવા શ્રીકૃષ્ણે શું કર્યું ?

( ૩ ) જૂની વાચનમાળાની પાંચમી ચોપડીમાં સુદામા દ્વારકામાં દાખલ થયા તે વિષે કવિતા છે તે વાંચી જાઓ; પછી શ્રીકૃષ્ણની કચેરીનું ચાર-પાંચ વાક્યમાં વર્ણન લખો.

## પાઠ ૪થો
## મૌર્યવંશના રાજાઓ

યાદવાસ્થળી થઈ ત્યારથી ગુજરાતમાં યાદવોની સત્તા નાશ પામી. ત્યારપછી ઘણે વર્ષે એટલે આજથી લગભગ ૨૨૦૦ વર્ષ ઊપર ગુજરાતમાં મૌર્યવંશના રાજાઓનો અમલ થયો. મૌર્યવંશના રાજાઓની રાજધાની મગધ દેશમાં પાટલિપુત્ર ( હાલનું પટણા ) નામે નગરમાં હતી. એ વંશના રાજાઓ પાટલિપુત્રથી ગુજરાત ઉપર અમલ ચલાવવા હાકેમ કે સૂબાઓ નીમતા.

એ વંશમાં બે પ્રખ્યાત રાજાઓ થઈ ગયા : (૧) ચંદ્રગુપ્ત, અને (૨) અશોક. ચંદ્રગુપ્ત એ વંશનો પહેલો રાજા હતો. એણે પોતાની બહાદુરીથી મગધનું રાજ્ય મેળવ્યું અને બીજાં રાજ્યો પણ જીત્યાં. ગુજરાત ઉપર અમલ ચલાવવા એણે એક સૂબો નીમેલો. તે સૂબાએ જૂનાગઢમાં સુદર્શન નામે તળાવ બંધાવ્યું.

અશોક ચંદ્રગુપ્તનો પૌત્ર થાય. એણે પોતાનું રાજ્ય ખૂબ વધાર્યું. અશોકનું રાજ્ય લગભગ આખા હિંદુસ્તાનમાં ફેલાએલું હતું. જુવાનીમાં અશોક ઘણી લડાઈઓ લડયો હતો. એના લશ્કરે ઘણા દેશ ઉજ્જડ કર્યા હતા. લડાઈમાં કેટલીક વખત એ રાજાએ પણ ઘાતકીપણું વાપર્યું હતું. પણ પછી અશોકે બૌદ્ધધર્મ સ્વીકાર્યો. એ ધર્મમાં પ્રાણીમાત્ર ઉપર દયા અને વહાલ રાખવાનું કહ્યું છે. તે પ્રમાણે અશોક રાજાએ અમલ કર્યો. એણે પોતાની પ્રજાને સુખી કરવાને પોતાના રાજ્યમાં ઠામ ઠામ રસ્તાઓ, ધર્મશાળાઓ અને સાધુઓને માટે મઠો બંધાવ્યાં; વાવ, કૂવા, તળાવ વગેરે નવાણ ખોદાવ્યાં. માણસો

અને પશુઓ માટે દવાખાનાં ખોલ્યાં; બૌદ્ધધર્મનો ઉપદેશ કરવાને દેશપરદેશ સાધુઓ મોકલ્યા અને એ ધર્મમાં જે શિખામણો આપી છે તે પોતાના રાજ્યમાં ઠેકાણે ઠેકાણે પથ્થરો ઉપર કોતરાવી. અશોકે કોતરાવેલો એવો એક શિલાલેખ ગિરનાર પર્વત પર છે. તેમાં સાચું બોલવું, માબાપની આજ્ઞા માનવી, પશુઓને મારવાં નહિ, પ્રાણી ઉપર દયા રાખવી, એવી એવી શિખામણો લખેલી છે.

## — પ્રશ્નો —

( ૧ ) ખાલી જગાએ યોગ્ય શબ્દો પૂરીને છેલ્લું અધૂરું વાક્ય પૂરું કરીને નીચેનો ફકરો લખોઃ—

_______ વંશમાં બે મોટા રાજા થયા : એક ચંદ્રગુપ્ત અને બીજો _______. પથ્થર ઉપર કોતરેલા લેખને _______ કહે છે. _______ રાજાએ ઘણા શિલાલેખ કોતરાવ્યા છે. તેમાં લખાવ્યું છે, _______

( ૨ ) તમારી સ્લેટમાં પૂઠાના કે પતરાના નકશાના કટથી હિંદુસ્તાનનો નકશો દોરો. તેમાં પાટલિપુત્ર, ગિરનાર, મથુરા અને દ્વારકા પૂરો.

( ૩ ) અશોક રાજા કયો ધર્મ પાળતો હતો ? એ ધર્મમાં કેવી રીતે વર્તવાનું કહ્યું છે ? અશોક રાજાએ એ ધર્મ પ્રમાણે કયાં કયાં કામ કર્યાં ?

# પાઠ ૫મો

## વલભિવંશનો રાજા શિલાદિત્ય સાતમો

મૌર્યવંશના રાજાઓ પછી ગુજરાત પર ક્ષત્રપ અને ગુપ્તવંશના રાજાઓએ રાજ્ય ચલાવ્યું. છેલ્લા ગુપ્ત રાજા પાસેથી ઈ. સ. ૫૦૯માં એટલે આજથી આશરે ૧૪૩૧ વર્ષ ઉપર ભટ્ટાર્ક ગુર્જર નામના એક ગુર્જર જાતના સેનાપતિએ આપણો પ્રાંત જીતી લીધો અને વલભિપુર નામે નગર વસાવી તેને રાજધાની બનાવ્યું. તમને આગળ કહ્યું છે તે પ્રમાણે એ સેનાપતિ ગુર્જર જાતનો હતો, તે ઉપરથી આપણા પ્રાંતનું નામ ગુજરાત પડ્યું.

આજે વલભિપુરનાં ખંડેરો ભાવનગરથી વીસેક માઇલ દૂર વળા કરીને ગામ છે, ત્યાં નજરે પડે છે. પણ વલભિ રાજાઓના વખતમાં તે બહુ મોટું શહેર હતું એમ એક ચીનો જાત્રાળુ લખી ગયો છે. તે લખે છે કે એ શહેરનો ઘેરાવો પાંચ માઇલનો છે. એમાં ધમધોકાર વેપાર ચાલે છે. એ શહેરમાં ઘણા કરોડપતિઓ છે. એમાં બૌદ્ધધર્મના ઘણા મઠો છે અને તેમાં હજારો સાધુ રહે છે.

વલભિવંશમાં ઘણા રાજા થઈ ગયા. તેમાં છેલ્લો રાજા સાતમો શીલાદિત્ય નામે થયો. એ રાજા જુલમી હતો. એ વખતે વલભિપુરમાં કાકુ નામે એક મારવાડી વેપારી રહેતો હતો. પહેલાં તો તે બહુ ગરીબ હતો પણ વેપાર કરી તે કરોડો રૂપિયા કમાયો. તેને એક લાડકી દીકરી હતી. કાકુએ પોતાની દીકરીને માથું હોળવાને હીરારત્ને જડેલી સોનાની

એક કાંસકી આણી આપી. કાકુની દીકરી પાસે શીલાદિત્ય રાજાની કુંવરીએ આ કાંસકી જોઈ. તે એને બહુ ગમી. રાજકુમારીએ રાજાને કહ્યું કે એ કાંસકી મને અપાવો. રાજાએ કાકુ પાસે એ કાંસકી માગી. કાકુએ તે આપવા ના પાડી. એટલે રાજાએ તેની પાસેથી જોરજુલમથી કાંસકી પડાવી લીધી. આથી કાકુને બહુ ગુસ્સો ચડયો. તે સિંધ ગયો અને ત્યાંના અરબ બાદશાહને ઘણું ધન આપી ગુજરાત પર ચડાઈ કરવા તેડી લાવ્યો. અરબ બાદશાહે ગુજરાત પર ચડાઈ કરી, શીલાદિત્યને હરાવ્યો, મારી નાખ્યો અને વલભિપુર નગરને બેદાનમેદાન કર્યું. કહે છે કે અરબ બાદશાહે પછી કાકુને પણ મારી નાખ્યો. આ બનાવ ઈ. સ. ૭૬૫માં બન્યો.

આમ નાની સરખી બાબતમાંથી મોટા રાજ્યનો નાશ થયો. રાજાએ પ્રજાનું રક્ષણ કરવું જોઈએ, તેને બદલે રાજાએ કાકુને લૂંટયો. એટલે રાજા નાલાયક તો ખરો જ. કાકુ કરોડપતિ હતો. એ ધારત તો એની દીકરી માટે એવી બીજી કાંસકી એ બનાવડાવી શકત; પણ વેરથી ધૂંધવાતો એ કાકુ પરદેશી રાજાને લડાઈ કરવા તેડી લાવ્યો, અને જે રાજ્યમાં પોતે ધનવાન થઈ સુખી થયો હતો તે જ રાજ્યનો નાશ કરાવ્યો. આવું દેશદ્રોહનું કામ કરનાર કાકુ શિલાદિત્ય રાજા કરતાં પણ વધારે પાપી ગણાય છે.

## — પ્રશ્નો —

( ૧ ) ખાલી જગાએ યોગ્ય શબ્દો પૂરીને નીચેનો ફકરો લખોઃ—

આશરે ________ વર્ષ ઉપર ભાવનગરની પાસે ________ નામનું નગર હતું. ત્યાં ________ નામે રાજા રાજ્ય કરતો હતો. એ શહેરમાં

________ નામે એક ________ મારવાડી વેપારી રહેતો હતો. તેની પાસેથી ________ રાજાએ ________ કાંસકી જોરજુલમથી પડાવી લીધી. આથી કાકુ ________ દેશના ________ બાદશાહને વલભિપુર પર ચડાઈ કરવા તેડી લાવ્યો. અરબ બાદશાહે ________ નો નાશ કર્યો.

( ૨ ) નીચેનાં અધૂરાં વાક્યો પૂરાં કરી લખો:—

( ૧ ) શીલાદિત્ય રાજા જુલમી કહેવાય છે, કારણ કે ________

( ૨ ) કાકુ દેશદ્રોહી કહેવાય, કારણ કે ________

( ૩ ) રાજા અને કાકુ એ બેમાં ________ વધારે પાપી કહેવાય, કારણ કે ________

( ૩ ) વલભિપુર નગર વિષે પાંચ વાક્યો લખો.

( ૪ ) નીચેના કોઠામાં બાકી રહેલી હકીકત અત્યાર સુધી ચાલેલા પાઠમાંથી શોધીને લખો:—

| કોણે ગુજરાત જીત્યું ? | કેટલાં વર્ષ પહેલાં ? | તેની રાજધાનીનું નામ ? |
|---|---|---|
| — | — | દ્વારકા |
| ચંદ્રગુપ્તે | — | — |
| — | — | વલભિપુર |

# પાઠ ૬ ઠ્ઠો

## ચાવડા વંશના રાજાઓ

### જયશિખરી ચાવડો

વલભિપુરનો નાશ થયા પછી ગુજરાત પર ચાવડા વંશના રાજાઓનું રાજ્ય થયું. એ વંશના રજપૂતો પ્રથમ દરિયાકિનારે લૂંટફાટ કે ચોરીનો ધંધો કરતા તેથી તે ચૌરા એટલે ચાવડા કહેવાયા. કેટલાક એમ પણ કહે છે, કે એ રજપૂતો ચાપોત્કટ એટલે તીર મારવામાં હોશિયાર હતા, તે ઉપરથી ચાવડા કહેવાયા.

ઈ. સ. ૬૯૬માં પંચાસર નગરને રાજધાની બનાવી ચાવડા વંશનો જયશિખરી નામે રાજા ત્યાં રાજ્ય કરતો હતો. એ પંચાસર નગર, કચ્છના રણની પાસે ઝીંઝુવાડા કરીને ગામ છે, તેની પાસે આવેલું હતું. એ રાજાની પટરાણીનું નામ રૂપસુંદરી હતું. તે રૂપાળી હતી એટલું જ નહિ પણ શાણી અને પતિવ્રતા હતી. એ રાજાના સેનાપતિનું નામ સુરપાળ હતું. તે નિમકહલાલ અને શૂરવીર હતો. સુરપાળ જયશિખરીનો સાળો એટલે રૂપસુંદરીનો ભાઈ થતો હતો.

એ સમયે ગુજરાતની દક્ષિણે આવેલા કલ્યાણ નગરમાં સોલંકી કે ચાલુકય વંશનો ભુવડ નામે રાજા રાજ્ય કરતો હતો. એક દિવસ જયશિખરીના દરબારનો શંકર નામે કવિ ભુવડના દરબારમાં જઈ ચડ્યો, અને તેણે એ રાજાની સભામાં પંચાસરના રાજા જયશિખરીનાં, ગુજરાતની પ્રજાનાં અને ગુજરાતની ફળદ્રુપતાનાં વખાણ કર્યાં. આથી ભુવડને પંચાસર જીતી લેવાનું મન થયું. તેણે મોટું લશ્કર આપી પોતાના સરદાર મિહિરને પંચાસર જીતી લેવા મોકલ્યો.

સેનાપતિ સુરપાળને આ બાબતની ખબર પડી એટલે તરત જ તે પોતાનું લશ્કર લઈ નીકળ્યો, અને મિહિર પંચાસર આવી પહોંચે તે પહેલાં રસ્તામાં જ તેણે તેના ઉપર ઓચિંતો હલ્લો કર્યો. આ અચાનક થએલા હલ્લાથી મિહિરનું લશ્કર ગભરાઈ ગયું. મિહિર હાર્યો અને બચેલું લશ્કર લઈ કલ્યાણ નગર તરફ પાછો ફર્યો. પોતાની હાર થવાથી તેને બહુ શરમ લાગી; તેથી તેણે કલ્યાણ નગરમાં દાખલ ન થતાં નગર બહાર જ પડાવ નાખ્યો. ભુવડને જ્યારે આ વાતની ખબર પડી, ત્યારે તેણે મિહિરને હિંમત આપી મોટું લશ્કર ભેગું કર્યું અને તેની સરદારી જાતે લઈ પંચાસર પર ચડાઈ કરી.

જયશિખરીથી ભુવડના આવા મોટા સૈન્ય સામે ખુલ્લા મેદાનમાં લડી શકાય તેમ નહોતું, તેથી તે નગરના દરવાજા બંધ કરી અંદર ભરાયો. ભુવડે પંચાસરને ઘેરો ઘાલ્યો. ચાવડા સૈનિકો થોડા હતા, પણ તેઓ કિલ્લામાં રહી બહાદુરીથી લડયા. જ્યારે ઘણી મહેનત કરવા છતાં પણ શહેર કબજે ન થયું, ત્યારે ભુવડે જયશિખરીના સેનાપતિ સુરપાળને ફોડી પોતાના પક્ષમાં લેવાની પેરવી કરી. તેણે સુરપાળને કહેવડાવ્યું, કે જો તમે તમારા રાજાને છોડી મારી સાથે જોડાઈ જશો, તો હું તમને પંચાસરના રાજા બનાવીશ. નિમકહલાલ સુરપાળ આવી લાલચને વશ થાય તેવો નહોતો. તેણે ભુવડને કહેવડાવ્યું, કે તમને ધિક્કાર છે, કે તમે આવું રાજદ્રોહનું કામ મારી પાસે કરાવો છો ! પછી તો ભુવડે પોતાના લશ્કરને ખૂબ શૂર ચડાવ્યું. ઘેરો લાંબો વખત ચાલ્યો હતો. કિલ્લામાં અનાજ પણ ખૂટી ગયું હતું. એટલે જયશિખરીને લાગ્યું કે, હવે વધારે વખત બચાવ કરી શકાશે નહિ. તેણે પોતાના સાળા

સુરપાળને બોલાવી કહ્યું, કે તમારી બેન ગર્ભવતી છે. કદાચ તેને પુત્ર અવતરે તો મારા મરણ પછી ગુજરાતનું રાજ્ય પાછું મેળવે, માટે તમે રાણીને કોઈ સહીસલામત જગાએ મૂકી આવો. પોતાના રાજાને અણીને વખતે આમ એકલા મૂકવાનું સુરપાળને ગમ્યું નહિ. રાણીને પણ રાજાની પાછળ ચિતામાં બળી મરવાની મરજી હતી, પણ ભવિષ્યનો વિચાર કરી બંનેએ ન છૂટકે આ વાત કબૂલ કરી.

અસલના વખતમાં રાજાઓ રાજમહેલના ભોંયરામાં થઈને, જમીનની અંદર થઈને નગરની બહાર ઘણે દૂર જંગલમાં જવાય એવો છૂપો રસ્તો રાખતા. એવે છૂપે રસ્તે સુરપાળ રૂપસુંદરીને લઈ નગર બહાર નીકળ્યો, અને ડુંગરોમાં રહેતા વિશ્વાસુ ભીલ લોકોને રૂપસુંદરીની સંભાળ લેવાનું કામ સોંપી પંચાસર તરફ પાછો ફર્યો.

રાણી નગર બહાર નીકળી ગઈ છે, એમ ખાતરી થતાં જયશિખરીએ નગરના દરવાજા ઉઘાડી નખાવ્યા, અને પોતાના સૈન્ય સાથે ભુવડના લશ્કર પર હલ્લો કર્યો. જયશિખરી અને તેના સૈનિકો મરણિયા થઈ લડયા. તેમણે ભુવડના ઘણા સૈનિકો કાપી નાખ્યા. પણ ભુવડના મોટા સૈન્ય સામે તે ક્યાંસુધી ટકી શકે? બધા ચાવડા સૈનિકો મરાય. અને જયશિખરી પણ મરાયો. ભુવડે જયશિખરીના શબને સુખડની ચિતામાં બાળ્યું. જયશિખરીની ચાર રાણીઓ તેની ચિતામાં પડી સતી થઈ. જયશિખરીની શૂરવીરતાની કદર કરી ભુવડે તેની ચિતાની જગાએ ગુર્જરેશ્વર મહાદેવનું દહેરું બંધાવ્યું, ગુજરાતમાં એક સૂબો નીમ્યો અને એ રાજ્યની જે ઊપજ આવે તે પોતાની કુંવરી મીનળદેવીને આપવી એમ ઠરાવ્યું.

રૂપસુંદરીને જંગલમાં મૂકી સુરપાળ પંચાસર તરફ આવતો હતો, એટલામાં તેને આ ખબર પડી એટલે તે પાછો જંગલમાં ચાલ્યો ગયો.

— પ્રશ્નો —

( ૧ ) નીચેના ફકરામાં આ પાઠની વાત ટૂંકમાં લખેલી છે, પણ એ વાતમાં વાક્યો ઉલટસુલટ લખેલાં છે. વાત બરાબર સમજાય તેમ ફેરવીને એ વાક્યો લખોઃ—

પંચાસરમાં જયશિખરી રાજ્ય કરતો હતો. સુરપાળે મિહિરને હરાવ્યો. કલ્યાણમાં ભુવડ નામે રાજા રાજ્ય કરતો હતો. તેણે પંચાસરને ઘેરો ઘાલ્યો. શંકર બારોટે ભુવડની સભામાં જયશિખરીના રાજ્યનાં વખાણ કર્યાં. રાણી રૂપસુંદરી ગર્ભવતી હતી. ભુવડે મિહિરને પંચાસર પર ચડાઈ કરવા મોકલ્યો. જયશિખરી હાર્યો અને મરાયો. તેને જયશિખરીએ જંગલમાં મોકલી દીધી. ભુવડે પંડ લશ્કર લઈને ચડાઈ કરી. ભુવડ પંચાસરનો માલિક થયો. ઘેરો બાવન દિવસ ચાલ્યો.

( ૨ ) નીચેનાં અધૂરાં વાક્ય પૂરાં કરોઃ—

अ ________________, તેથી એ રજપૂતો ચાવડા કહેવાયા.

ब ________________, તેથી તેણે સુરપાળને ફોડવાની પેરવી કરી.

क ________________, તેથી ભુવડની લાલચને તે વશ થયો નહિ.

ड ________________, તેથી તેણે રૂપસુંદરીને જંગલમાં મોકલી દીધી.

( ૩ ) પંચાસર નગરને ચારે બાજુથી ભુવડે ઘેરી લીધું હતું, છતાં નગરમાંથી રૂપસુંદરી શી રીતે બહાર ચાલી ગઈ?

## પાઠ ૭મો

### વનરાજ ચાવડો

જયશિખરીના મરણ પછી બીજી રાણીઓ સાથે રૂપસુંદરી ન જણાઈ, ત્યારે ભુવડે અનુમાન કર્યું કે તે કોઈ ઠેકાણે છુપાઈ રહેલી હોવી જોઈએ. તેણે રૂપસુંદરીને ખોળી કાઢવા ખૂબ મહેનત કરી, પણ વફાદાર ભીલોએ એને સંતાડી રાખીને ભુવડના માણસોને કાંઈ ખબર પડવા દીધી નહિ. બિચારી રાણીએ અત્યારસુધીમાં કાંઈ દુ:ખ વેઠ્યું ન હતું; તે હવે ઈશ્વર ઉપર આસ્થા રાખીને ભૂખ, તરસ, ટાઢ, તડકા વગેરે દુ:ખ સહન કરવા લાગી. ઈ. સ. ૬૯૬માં તેણે એક પુત્રને જન્મ આપ્યો. એ રાજપુત્ર વનમાં જન્મ્યો તેથી એનું નામ વનરાજ પડ્યું. હવે સુરપાળ પણ વારે વારે આવી પોતાનાં બેન–ભાણેજની સંભાળ રાખવા લાગ્યો.

ભીલ લોકોના આશરા હેઠળ આમ વનરાજ છએક માસનો થયો. એક દિવસ ઝાડની ડાળીએ ઝોળી બાંધી તેમાં એને સુવાડી રૂપસુંદરી હીંચકા નાખતી હતી, એવામાં ત્યાં થઈને શીલગુણસુરી નામના જૈન સાધુ જતા હતા. તેમને એ બાળકના ચહેરા ઉપરથી એ ભીલનો નહિ પણ કોઈ રાજાનો હોય એવું લાગ્યું. રૂપસુંદરી સાથે વાત કરતાં તેમને બધી વાત માલૂમ પડી, અને એ જૈન સાધુ રાણી અને વનરાજને પોતાને અપાસરે લઈ ગયા.

શીલગુણસુરીના અપાસરામાં ઊછરીને વનરાજ ચૌદ–પંદર વર્ષનો થયો એટલે સુરપાળ તેને ડુંગરોમાં લઈ ગયો.

સુરપાળે વનરાજને ઘોડે બેસતાં, તીર મારતાં, તરવાર તથા ભાલો વાપરતાં શીખવી, લૂંટફાટ અને બહારવટું કરવાની તાલીમ આપવા માંડી.

પોતાના બાપનું રાજ્ય પાછું મેળવવાને વનરાજને ધનની જરૂર હતી, કારણ કે ધન હોય તો તે લશ્કર રાખે અને લડાઈ કરી ગુજરાતનું રાજ્ય પાછું મેળવી શકે. આથી તેણે સાથીઓ ભેગા કરી લૂંટફાટ ચલાવી ધન ભેગું કરવા માંડ્યું. આ વખતે વનરાજને અણહીલ નામના એક ભરવાડ સાથે દોસ્તી થઈ. તે ભરવાડે તેને જંગલમાં સંતાઈ જવાની જગાઓ બતાવી.

આમ ધન ભેગું કરવાને એક રાત્રે વનરાજ એક વાણિયાના ઘરમાં ચોરી કરવા પેઠો. અંધારામાં તેનો હાથ દહીંના ગોરસમાં પડ્યો. ખાવાની વસ્તુ હાથમાં આવવાથી અપશુકન થયા એમ માની વનરાજ ચોરી કર્યા વગર ચાલ્યો ગયો. એ વાણિયાને શ્રીદેવી નામની દીકરી હતી. બીજે દિવસે સવારમાં દહીંના ગોરસમાં શ્રીદેવીએ કોઈના પંજાની નિશાની પડેલી જોઈ. શ્રીદેવી હાથની રેખા જોવામાં હોશિયાર હતી. એ રેખા ઉપરથી તેણે અનુમાન કર્યું કે આ પંજો કોઈ નસીબવાન માણસનો છે, અને એ નસીબવાન માણસ લૂંટફાટ કરતો રાજકુમાર વનરાજ હોવો જોઈએ. આમ વિચારી તેણે પોતાના બાપ પાસે વનરાજની શોધ કરાવી, તેને પોતાને ત્યાં બોલાવ્યો, તેને જમાડ્યો અને પોતાના સગા ભાઈ જેવો ગણ્યો. લશ્કર ભેગું કરવા માટે પોતાના બાપ પાસે શ્રીદેવીએ વનરાજને ધન અપાવ્યું.

એક દિવસ વનરાજ અને તેના બે સાથી લૂંટ કરવા જતા હતા. રસ્તામાં તેમને ચાંપા નામનો એક વેપારી મળ્યો. તેમણે ચાંપાનો રોકયો એટલે ચાંપાએ પોતાની પાસે પાંચ તીર હતાં તેમાંથી બે નાખી દીધાં. વનરાજે તેને આમ કરવાનું કારણ પૂછ્યું, ત્યારે ચાંપાએ કહ્યું, કે તમે ત્રણ જણ છો. તમને દરેકને એક એક તીરથી હું પૂરા કરીશ એટલે મારે ત્રણ તીર પૂરતાં છે; બે નકામાં છે માટે બે તીર મેં પહેલેથી જ ફેંકી દીધાં. વનરાજે ચાંપાની તીર ફેંકવાની કળાની પરીક્ષા કીધી. તેની બહાદુરી અને તીર ફેંકવાની કળામાં હોશિયારી જોઈ તેની સાથે વનરાજે દોસ્તી બાંધી. ચાંપાએ પણ વનરાજને ધનની મદદ કરી. આ સમયમાં સુરપાળ મરણ પામ્યો.

આ ભેગા કરેલા ધન વડે વનરાજે એક નાનું લશ્કર ઊભું કર્યું. તે લશ્કર વડે ભુવડના માણસો ગુજરાતની ઊપજ મીનળદેવીને આપવા લઈ જતા હતા, તેમની ઉપર તેણે હુમલો કર્યો અને બધું ધન પડાવી લીધું. પછી એણે મોટું લશ્કર ભેગું કર્યું અને સોલંકી રાજાના ગુજરાતના હાકેમને હરાવી નસાડી મૂકી પોતાના બાપનું રાજ્ય પાછું મેળવ્યું.

આ વખતે વનરાજની ઉંમર ૫૦ વર્ષની હતી. તેણે સરસ્વતી નદીને કિનારે પોતાના ભરવાડ મિત્રના નામ ઉપરથી અણહીલપુર પાટણ નામનું નગર વસાવ્યું. ઈ. સ. ૭૪૬માં અણહીલપુર પાટણમાં તે ગાદીએ બેઠો. તે વખતે પોતાની બેન જેવી ગણેલી શ્રીદેવી પાસે તેણે રાજતિલક કરાવ્યું. ચાંપાને તેણે પ્રધાન બનાવ્યો અને પાછળથી તેના નામ ઉપરથી ચાંપાનેર નગર વસાવ્યું. શીલગુણસુરી હવે વૃદ્ધ



ગુજરાતની ઊપજ લૂંટી લીધા પછી વનરાજ અને તેનો ભીલ સાથી હારીને નાસી જતા ભુવડના માણસોને જોઈ રહ્યા છે.

થયા હતા. તેમને એણે પાટણ બોલાવી એક જૈન દેવાલય બંધાવી આપ્યું. તેમાં પારસનાથની મૂર્તિ પધરાવી આપી. રૂપસુંદરી આ વખતે જીવતી હતી. તેને કેટલો બધો આનંદ થયો હશે! વનરાજ ૬૦ વર્ષ રાજ્ય કરી ૧૧૦ વર્ષની ઉંમરે ઈ. સ. ૮૦૬ માં મરણ પામ્યો.

## — પ્રશ્નો —

( ૧ ) નીચે પ્રમાણે તમારી સ્લેટમાં કોઠો દોરી તેમાં માગેલી હકીકત પૂરોઃ—

| બાળપણથી માંડીને ગાદી મળી ત્યાં સુધીમાં વનરાજને કોનો કોનો મેળાપ થયો? | એ મેળાપ ક્યાં થયો અને કેવી રીતે થયો? | વનરાજને તેમણે શી મદદ કરી? | ગાદીએ બેઠા પછી વનરાજે તેમને શો બદલો આપ્યો? |
|---|---|---|---|
| | | | |

( ૨ ) પહેલા સવાલમાં તમે જે હકીકત ખાનામાં પૂરી છે, તે હકીકત સંબંધપૂર્વક વાક્યમાં લખો.

( ૩ ) સામેના ચિત્રમાં વનરાજ પાસે જે હથિયારો છે, તેમનાં નામ લખો.

## પાઠ ૮મો
## ન્યાયી યોગરાજ

વનરાજ પછી તેનો પુત્ર યોગરાજ ગાદીએ બેઠો. તે યુદ્ધકળામાં પ્રવીણ હતો, એટલું જ નહિ પણ ન્યાયી, ટેકીલો અને વિદ્વાન હતો. તેણે એક પુસ્તક પણ લખ્યું હતું. ચોર અને લૂંટારાનો નાશ કરી તેણે પોતાની પ્રજાને સુખી કરી.

એક વખત કાઠિયાવાડમાં આવેલા સોમનાથ પાટણના બંદરમાં પરદેશી વેપારીઓનાં કીમતી માલ ભરેલાં વહાણો આવ્યાં હતાં. યોગરાજના પાટવી કુંવર ક્ષેમરાજ અને તેના બીજા ભાઈઓએ રાજાની જાણ બહાર આ વહાણો લૂંટ્યાં. રાજાને આ બાબતની ખબર પડી ત્યારે તેણે કુંવરને બોલાવીને સખત ઠપકો આપ્યો અને કહ્યું, આપણા વડવાઓ લૂંટફાટનો ધંધો કરતા, તેથી આપણી ચોરમાં ગણના થાય છે. આ કલંક દૂર કરવા હું પ્રયત્ન કરતો હતો, પણ તમે તો એ કલંક કાયમનું કરવા માગો છો. પછી વેપારીઓને બોલાવી તેણે તેમને તેમનો લુંટાએલો માલ પાછો આપ્યો.

પોતાના કુંવરોના આ નઠારા કૃત્યથી આ ન્યાયી રાજાને એટલું બધું દુઃખ થયું કે તે ચિતા સળગાવી બળી મૂઓ. આ બનાવ ઈ. સ. ૮૪૨ માં બન્યો.

### — પ્રશ્નો —

( ૧ ) ગુજરાતનો કટ વડે નકશો દોરી તેમાં દ્વારકા, સોમનાથ, પંચાસર અને અણહીલપુર પાટણ પૂરો.

( ૨ ) યોગરાજની વાત આઠ-નવ વાક્યોમાં લખો.

( ૩ ) નીચેનાં જે વાક્યોમાં ખરી હકીકત હોય તે વાક્યો રહેવા દઈને અને ખોટી હોય તે વાક્યો સુધારીને લખો :—

( ૧ ) પારસીઓનું મૂળ વતન ઇરાન દેશ છે.
( ૨ ) વનરાજને શીલગુણસુરીએ પહેલવહેલો જોયો ત્યારે તે ૬૦ વર્ષનો હતો.
( ૩ ) વનરાજ ઈ. સ. ૭૪૬ માં પંચાસરની ગાદીએ બેઠો.
( ૪ ) ઈ. સ. ૭૬૫માં વલ્લભિપુર નાશ પામ્યું.

# પાઠ ૯મો

## ચાવડા વંશનો છેલ્લો રાજા સામન્તસિંહ

યોગરાજ પછી પાંચ રાજાઓ પાટણની ગાદી ઉપર આવ્યા. એમાં છેલ્લો રાજા સામન્તસિંહ નામે થયો. તે ઈ. સ. ૯૩૫માં ગાદીએ બેઠો.

સામન્તસિંહ બહુ નબળો રાજા હતો. તે દારૂડિયો, જૂઠું બોલનારો અને જુલમી હતો. એક વખત સોલંકી વંશના રાજ, બીજ અને દંડક નામના ત્રણ ભાઈઓ સાધુ વેશમાં જાત્રા કરતા કરતા પાટણ આવી પહોંચ્યા. તે ઊભા હતા ત્યાં થઈને ઘોડી પર બેસીને સામન્તસિંહ જતો હતો. એ રાજકુંવરનાં ભગવાં કપડાં જોઈ ઘોડી ચમકી એટલે સામન્તસિંહે તેને ચાબુક લગાવી. આ જોઈ અશ્વપરીક્ષામાં હોશિયાર એ ભાઈઓ બોલ્યા, કે તમે ચાબુક મારી તેથી આ ઘોડીના પેટમાં જે પંચકલ્યાણી વછેરો છે તેની ડાબી આંખ ફૂટી ગઈ. સામન્તસિંહે આ બાબતની ખાતરી કરવા એ ત્રણે ભાઈને રાજમહેલમાં રાખ્યા. થોડા દિવસે એ ઘોડીને વછેરો અવતર્યો. તે ચાર પગે તેમ જ કપાળે ધોળો અને ડાબી આંખે કાણો હતો. આથી સામન્તસિંહ રાજી થયો અને જ્યારે તેણે જાણ્યું, કે ત્રણે ભાઈઓ રાજકુંવરો છે, ત્યારે તેણે પોતાની બેન લીલાદેવીને એ ત્રણે ભાઈઓમાંના મોટા ભાઈ રાજ સાથે પરણાવી. હવે એ ત્રણે રાજકુમારો પાટણ રહ્યા. પછી લીલાદેવી સગર્ભા થઈ, પણ બાળક અવતરતાં પહેલાં તે મરી ગઈ. આથી રાજાના વૈદે લીલાદેવીનું પેટ ચીરીને તેમાંથી બાળકને જીવતું કાઢ્યું. આ વખતે મૂળ નક્ષત્ર હતું, તેથી એ બાળકનું નામ મૂળરાજ પડ્યું.

મામાને ત્યાં ભણીગણીને મૂળરાજ હોશિયાર થયો. એની બહાદુરી અને હોશિયારી જોઈ સામન્તસિંહના નઠારા અમલથી કંટાળેલા કેટલાક સરદારો એને ચાહવા લાગ્યા. એક વખત દારૂના ઘેનમાં સામન્તસિંહે મૂળરાજને રાજગાદી સોંપી દીધી; પણ કેફ ઊતરતાં પાછી માગી એટલે મૂળરાજે સામન્તસિંહને મારી નાખ્યો, ચાવડા વંશના વફાદાર સરદારોને મારી નાખ્યા તેમ જ મોસાળ પક્ષનાં બધાં સગાંની કતલ કરી. મૂળરાજ સોલંકી વંશનો હતો તેથી ચાવડા વંશના રાજાઓના હાથમાંથી ગુજરાતની ગાદી હવે સોલંકી વંશના હાથમાં ગઈ. આ બીના ઈ. સ. ૯૪૨માં બની.

— પ્રશ્નો —

( ૧ ) નીચેના ફકરામાં આ પાઠની વાત ટૂંકમાં લખેલી છે, પણ એ વાતનાં વાક્યો ઊલટસુલટ લખેલાં છે. વાત બરાબર સમજાય તેમ ફેરવીને એ વાક્યો લખો:—

તેને સોલંકી વંશના રાજકુમાર રાજ સાથે પરણાવી હતી. ચાવડા વંશનો છેલ્લો રાજા સામન્તસિંહ નામે હતો. વૈદે તેનું પેટ ચીરીને પુત્ર કાઢયો. એક વખત સામન્તસિંહે દારૂના કેફમાં મૂળરાજને ગાદી સોંપી દીધી. લીલાદેવી બાળક અવતરે તે પહેલાં મરી ગઈ. તે દારૂડિયો હતો. કેફ ઊતરી ગયા પછી તેણે ગાદી પાછી માગી. તેને લીલાદેવી નામે બેન હતી. આથી મૂળરાજે સામન્તસિંહ અને તેના કુટુંબનો નાશ કર્યો. એ પુત્ર તે મૂળરાજ. મૂળરાજ મામાને ત્યાં ઊછરીને મોટો થયો.

( ૨ ) તમારી સ્લેટમાં નીચે પ્રમાણે કોઠો દોરી તેમાં માગેલી હકીકત લખો:—

| કોણ ? | કઈ બાબતમાં હોશિયાર હતું ? | તેથી તેને કોની સાથે ઓળખાણ થઈ ? | તેથી તેને શો લાભ થયો ? |
|---|---|---|---|
| શ્રીદેવી | | | |
| ચાંપો | | | |
| અણહીલ | | | |
| રાજ, બીજ ને દંડક | | | |

( ૩ ) નીચેનાં અધૂરાં વાક્યો પૂરાં કરી લખો :—

( अ ) તે બાળકનું નામ મૂળરાજ પાડયું, કારણ કે ______

( ब ) યોગરાજ ચિતા ખડકાવી બળી મૂઆ, કારણ કે ______

( क ) ચાંપાએ પાંચમાંથી બે તીર ફેંકી દીધાં, કારણ કે ______

( ड ) યાદવ અને ચાવડા રજપૂતોનું રાજ્ય નાશ પામ્યું, કારણ કે ______

( ૪ ) તમારી સ્લેટમાં નીચેના જેવો કોઠો પાડી તેમાં અધૂરી રહી ગએલી હકીકત પૂરો; પછી એનો સારા અક્ષરે કાગળ પર નકશો બનાવી તમારા વર્ગમાં ચોડો.

**ચાવડા વંશ**

| રાજાનું નામ | અમલ ચલાવ્યો | | કેટલાં વર્ષ રાજ્ય કર્યું ? | |
|---|---|---|---|---|
| | કઈ ઈ. સ. થી | કઈ ઈ. સ. સુધી | | |
| જયશિખરી | — | — | — | |
| વનરાજ | ૭૪૬ | — | ૬૦ | |
| —— | ૮૦૬ | ૮૪૨ | — | |
| ક્ષેમરાજ | — | ૮૬૬ | ૨૪ | |
| ભુવડ | ૮૬૬ | — | ૨૯ | |
| વૈરસિંહ | — | ૯૨૦ | — | |
| રત્નાદિત્ય | ૯૨૦ | ૯૩૫ | — | |
| — | — | ૯૪૨ | — | |

# પાઠ ૧૦મો

## સોલંકી વંશ

### મૂળરાજ

મામાને મારી નાખી મૂળરાજ વગર હક્કે ગાદીએ બેઠો હતો, તેથી તેની ઉપર ઉત્તરમાં આવેલા અજમેરના રાજાએ અને દક્ષિણમાં આવેલા તૈલંગણના રાજાએ ચડાઈ કરી. અજમેરનો રાજા લશ્કર લઈ જાતે લડવા આવ્યો, અને તૈલંગણના રાજાએ સેનાપતિ બારપને લશ્કર લઈ મોકલ્યો. બંને દુશ્મનો જોડે એકીસાથે લડી શકાય એમ ન હોવાથી મૂળરાજ કચ્છમાં આવેલા કંથકોટના કિલ્લામાં ભરાઈ બેઠો. તે વખતે ચોમાસું હતું, એટલે મૂળરાજે વિચાર્યું કે અજમેરનો રાજા નવરાત્રમાં માજીની પૂજા કરવા અજમેર જશે એટલે એ બારપને હરાવી હાંકી કાઢી શકશે. પણ અજમેરના રાજાએ તો નવરાત્રમાં પોતાની છાવણીમાં જ દેવીની પૂજા કરી. આમ થતાં મૂળરાજ એકલો જ ઉઘાડી તલવારે અજમેરના રાજા પાસે ગયો અને તેને કહ્યું, કે હું બારપ સાથે લડાઈ આરંભું છું. તેને જીતી હું તમારી સાથે લડીશ. ક્ષત્રિય રાજાની રીત મુજબ એ દરમિયાન મારા ઉપર પાછળથી હલ્લો નહિ કરવા હું તમને વિનતિ કરું છું. મૂળરાજનાં શૌર્ય ને હિંમત જોઈ અજમેરનો રાજા આશ્ચર્ય પામ્યો. તેણે મૂળરાજ સાથે લડવાનો વિચાર માંડી વાળી, એની સાથે મિત્રાચારી બાંધી અને પોતાના સૈન્યને અજમેર પાછા જવાનો હુકમ કીધો. હવે મૂળરાજે સેનાપતિ બારપ ઉપર સખત હુમલો કર્યો. બારપ હાર્યો અને જીવ લઈ નાઠો.

એ સમયે સોરઠમાં ગ્રહરિપુ નામે રાજા રાજ્ય કરતો હતો. તે જુલમી હતો. પ્રભાસપાટણની જાત્રાએ આવતા જાત્રાળુઓને તે લૂંટતો, તેથી મૂળરાજે તેની ઉપર ચડાઈ કરી. મૂળરાજની મદદમાં આબુ, મારવાડ અને કાશીના રાજાઓ આવ્યા. ગ્રહરિપુની મદદમાં સિંધનો રાજા અને કચ્છનો રાવ લાખો ફુલાણી આવ્યા. ભાદર નદીને કાંઠે ભારે યુદ્ધ થયું. તેમાં કચ્છનો રાવ મરાયો, સિંધનો રાજા હારીને નાસી ગયો અને ગ્રહરિપુ કેદ પકડાયો. ગ્રહરિપુની રાણીને લાગ્યું કે મૂળરાજ હવે તેના ધણીને મારી નાખશે એટલે તે જાતે મૂળરાજ પાસે ગઈ અને પોતાના ધણીને જીવતદાન આપવા તેણે મૂળરાજને આજીજી કરી. આ ઉપરથી ઉદાર મૂળરાજે ગ્રહરિપુને છૂટો કર્યો અને તેને તેનું રાજ્ય પાછું સોંપી ખંડિયો રાજા બનાવ્યો. તેણે કચ્છ પોતાના રાજ્ય સાથે જોડી દીધું.

મૂળરાજના પરાક્રમથી ગુજરાતની સરહદ પરના રાજાઓએ તેની સાથે મિત્રતા બાંધી અને તેઓ એને નજરાણું કે ભેટ મોકલવા લાગ્યા. લાટના રાજાએ ભેટ તરીકે એક હાથી મોકલ્યો. મૂળરાજને માલમ પડ્યું, કે તે ખોડવાળો છે. ખોડવાળો હાથી મોકલી લાટ દેશના રાજાએ પોતાનું અપમાન કર્યું છે, એમ માની મૂળરાજે લાટ દેશ જીતવા પોતાના પાટવી કુંવર ચામુંડની સરદારી નીચે મોટું લશ્કર મોકલ્યું. લડાઈ થઈ તેમાં લાટનો રાજા હાર્યો, અને એ દેશ મૂળરાજે પોતાના રાજ્ય સાથે જોડી દીધો.

મૂળરાજ હવે વૃદ્ધ થવા આવ્યો હતો, તેનું રાજ્ય વિસ્તાર પામ્યું હતું, તેની પ્રજા સુખી હતી, પણ તેના જીવને સુખ નહોતું. પોતાને લાડકોડમાં ઉછેરનાર મામા અને મામી-

ઓને એણે મારી નાખ્યાં હતાં. આ બાબતનો તેને પસ્તાવો થવા લાગ્યો. પુણ્ય કરવાથી શાંતિ થશે એમ વિચારી પરદેશથી બ્રાહ્મણો બોલાવી તેણે તેમને પુષ્કળ ધન આપ્યું, અને જાગીર તરીકે ગામોનું દાન કર્યું. એના બોલાવવાથી ઉત્તરમાંથી ઔદિચ્ય બ્રાહ્મણો, બંગાળમાંથી ગૌડ બ્રાહ્મણો અને કનોજમાંથી કનોજિયા બ્રાહ્મણો ગુજરાતમાં આવીને વસ્યા. મૂળરાજે પાપનિવારણ કરવા ઘણી ઘણી જાત્રા કરી. આખરે ઈ. સ. ૯૯૭માં પોતાના પુત્ર ચામુંડને રાજગાદી સોંપી શ્રીસ્થળ એટલે હાલના સિદ્ધપુરમાં રુદ્રમહાલય નામનું દહેરું તેણે બંધાવવા માંડયું, પણ એ દેવાલય પૂરું થાય ત્યાર પહેલાં તેનું મરણ થયું.

આ ચોપડીના આગલા પૂઠા પર રુદ્રમહાલયની કમાનનું ચિત્ર આપેલું છે.

— પ્રશ્નો —

( ૧ ) તમારી સ્લેટમાં નીચે પ્રમાણે કોઠો દોરી તેમાં માગેલી હકીકત લખો:—

( અ )

| મૂળરાજ પર કોણે કોણે ચડાઈ કરી ? | તેમણે શા માટે ચડાઈ કરી ? | તેનું શું પરિણામ આવ્યું ? |
|---|---|---|
| | | |

**ब**

| મૂળરાજે કયા કયા દેશ પર ચડાઈ કરી ? | એ ચડાઈ શા માટે કરી ? | તેનું શું પરિણામ આવ્યું ? |
| --- | --- | --- |
| | | |

(૨) નીચેના સવાલના આખા વાક્યોમાં જવાબ લખો:—

(૧) અજમેરના રાજાએ મૂળરાજ સાથે શા માટે દોસ્તી બાંધી ?

(૨) ગ્રહરિપુની સ્ત્રીએ મૂળરાજને શી વિનંતિ કરી ?

(૩) ઘડપણમાં મૂળરાજને શા માટે પસ્તાવો થવા લાગ્યો ?

(૪) મૂળરાજે ક્યાં, કયું દહેરું બંધાવવા માંડ્યું ?

(૫) મૂળરાજે કયા કયા દેશથી બ્રાહ્મણોને બોલાવીને ગુજરાતમાં વસાવ્યા ?

(૩) નીચેનાં અધૂરાં વાક્યો પૂરાં કરીને લખો:—

(अ) મૂળરાજ ઘાતકી કહેવાય, કારણ કે ________

(ब) સુરપાળ નિમકહલાલ કહેવાય, કારણ કે ........

(क) મૂળરાજે બ્રાહ્મણોને ઘણું દ્રવ્ય આપ્યું, કારણ કે ________

(૪) કટ વડે ગુજરાતનો નકશો દોરો. તેમાં પાટણ, ભાદર, કંથકોટ, લાટ અને સોરઠ જ્યાં આવ્યાં હોય ત્યાં લખો.

## પાઠ ૧૧મો

## બાણાવળી ભીમ અથવા ભીમદેવ પહેલો

ચામુંડને ત્રણ કુંવર હતા : વલ્લભસેન, દુર્લભસેન અને નાગરાજ. ચામુંડ પછી ગુજરાતની ગાદીએ વલ્લભસેન અને તેની પછી દુર્લભસેન આવ્યો. દુર્લભસેન પછી નાગરાજનો દીકરો ભીમદેવ ઈ. સ. ૧૦૨૨માં ગુજરાતની ગાદીએ બેઠો. એ જબરો તીરંદાજ હતો તેથી એ ભીમ બાણાવળીને નામે પ્રખ્યાત થયો. તેણે ચોર અને લૂંટારાનો નાશ કરી પોતાની પ્રજાની પ્રીતિ મેળવી.

કાઠિયાવાડને કિનારે પ્રભાસપાટણ કે સોમનાથ પાટણમાં મહાદેવનું મોટું દહેરું છે. ભીમદેવના વખતમાં તે મોટું જાત્રાનું ધામ ગણાતું. કહે છે કે છપ્પન મોટા થાંભલા પર એ દેવાલયનો સભામંડપ બાંધેલો હતો. એના ઘુમટ પર સોનાના કળશો ઝગારા મારતા. એમાંના ઘંટને સોનાની સાંકળ બાંધેલી હતી. એ મંદિરનાં કમાડ સુખડનાં હતાં. હજારો બ્રાહ્મણો એ મંદિરમાંના સોમનાથ મહાદેવની પૂજા કરતા. પગારદાર સેંકડો ગવૈયા મહાદેવ આગળ ગાયન ગાતા. ગ્રહણને દિવસે લાખો માણસો ત્યાં જાત્રા કરવા આવતાં અને મહાદેવને પુષ્કળ દ્રવ્ય અર્પણ કરી જતાં.

હિંદુસ્તાનના વાયવ્ય ખૂણામાં અફઘાનિસ્તાન નામે દેશ છે. ભીમદેવના વખતમાં તે દેશના ગીઝની નામે શહેરમાં મહમૂદ નામે બળવાન મુસલમાન પાદશાહ રાજ્ય કરતો હતો. તેણે આ વખતે હિંદુસ્તાન પર ચડાઈઓ કરી, હિંદુઓનાં મંદિરો તોડ્યાં, તેમાંની મૂર્તિઓ ભાંગી, લૂંટફાટ કરી અને પુષ્કળ દ્રવ્ય પોતાને દેશ લઈ જવા માંડ્યું.

મહમૂદને આ સોમનાથના દહેરાની જાહોજલાલીની ખબર પડી ત્યારે ઈ. સ. ૧૦૨૪માં તે અફઘાન એટલે કાબુલી લોકોનું મોટું લશ્કર લઈ ગીઝનીથી નીકળી પડયો. હિમાલય પર્વત ઓળંગીને તે સિંધમાં દાખલ થયો. ત્યાંથી અજમેર આગળ થઈને આબુ પર્વત પર થઈ તે સોમનાથ પાટણ આવી પહોંચ્યો. તેણે મંદિરને ઘેરો ઘાલ્યો. મંદિરમાં રહેલા બ્રાહ્મણો અને રક્ષકોએ બે દિવસ સુધી દેવાલયનો બચાવ કર્યો. એટલામાં ભીમદેવ પોતાના સૈન્ય સાથે મહાદેવનું રક્ષણ કરવા આવી પહોંચ્યો. ઝનૂની અને મજબૂત કાબુલી લશ્કરે ભીમના લશ્કરને હરાવ્યું. એટલે તે નાઠો અને કંથકાટના કિલ્લામાં ભરાયો. મહમૂદના લશ્કરે મંદિરનો કોટ તોડયો અને મહમૂદ મંદિરમાં દાખલ થયો. બ્રાહ્મણોએ મહમૂદને કાલાવાલા કરી કહ્યું કે તમારે જોઈએ તેટલું ધન લો પણ મૂર્તિ ન ભાંગો; પણ મહમૂદે આ માન્યું નહિ. તેણે એક લોઢાની ડાંગ મારી મહાદેવના લિંગના કટકા કરી નાખ્યા. એ લિંગ નીચેથી લાખો રૂપિયાનું ઝવેરાત નીકળ્યું તે તથા મંદિરનાં સુખડનાં કમાડ લઈ મહમદ પોતાને વતન ગીઝની ગયો.

મહમૂદના ગયા પછી ભીમદેવ કંથકોટના કિલ્લામાંથી નીકળી પાટણ આવ્યો. તેણે સોમનાથનું દહેરું સમરાવ્યું અને તેમાં મહાદેવની બીજી મૂર્તિ પધરાવી.

સિંધ અને ચેદી દેશ (બુંદેલખંડ)ના રાજાઓ ભીમને ધિક્કારતા, તેથી પહેલાં ભીમે સિંધ પર ચડાઈ કરી, સિંધના રાજાને હરાવી પોતાનો ખંડિયો રાજા બનાવ્યો. પછી ચેદી દેશના રાજા પર ચડાઈ કરી, પણ તે તો લડ્યા વિના જ તાબે થયો અને તેણે ભીમને સોનાની પાલખી નજરાણા તરીકે આપી. આ પાલખી ભીમે સોમનાથ મહાદેવને અર્પણ કરી.

માળવામાં આ વખતે પંડિતોને આશરો આપનાર ભોજ નામનો વિદ્વાન રાજા રાજ્ય કરતો હતો. ભીમે જ્યારે સિંધ ઉપર ચડાઈ કરી, ત્યારે ભોજના સરદાર કૂલચંદે અણુહીલપુર પાટણ લૂંટ્યું હતું. આ બાબતનું વેર લેવાને જ્યારે ભોજે તૈલંગણ પર ચડાઈ કરી, ત્યારે ભીમદેવે માળવા પર ચડાઈ કરી ભોજની ધારાનગરી લૂંટી. આથી ભોજે ભીમદેવ સાથે તે રાજી થાય તેવી રીતે સલાહ કરી.

આબુમાં તે વખતે પરમાર વંશનો રાજા રાજ્ય કરતો હતો. તેણે ભીમદેવની તાબેદારી છોડી માળવાના રાજા સાથે દોસ્તી બાંધી. આથી ભીમદેવે પોતાના પ્રધાન વિમળશાહને લશ્કર આપી આબુ પર ચડાઈ કરવા મોકલ્યો. આબુનો રાજા હાર્યો અને તેણે આબુ પર્વત પરનું ચિત્રકૂટ નામનું શિખર વિમળશાહને ભેટ તરીકે આપ્યું. અહીં વિમળશાહે સુંદર કોતરણીકામવાળાં દેરાસરો બંધાવ્યાં. તે દેલવાડાનાં દહેરાંને નામે પ્રખ્યાત છે.

મહમૂદ ગીઝનીના મરણ પછી તેણે જીતેલો હિંદુસ્તાનનો મુલક પાછો મેળવવા અજમેરના રાજા વિશળદેવની સરદારી નીચે રજપૂત રાજાઓ ભેગા થયા. આ એકસંપીમાં ગુજરાતનો રાજા ભીમદેવ જોડાયો નહિ. આથી મુસલમાનોને હરાવીને તેમણે જીતેલો મુલક પાછો મેળવ્યા પછી વિશળદેવે ગુજરાત પર ચડાઈ કરીને ભીમદેવને હરાવ્યો, અને પોતાના નામ ઉપરથી વિશળનગર નામનું નગર વસાવવાની શરત કરી ભીમદેવ સાથે સલાહ કરી. એ વિશળનગર કડી પ્રાંતમાં આવેલું છે, અને તે વિશનગરને નામે ઓળખાય છે.

**— પ્રશ્નો —**

( ૧ ) સોમનાથના દહેરા વિષે પાંચ–છ વાક્ય લખો.

( ૨ ) કટ વડે હિંદુસ્તાનનો નકશો દોરી તેમાં મહમૂદ ગીઝની સોમનાથ પાટણ કયે રસ્તે આવ્યો તે બતાવો. વળી એ જ નકશામાં માળવા, આબુ, તૈલંગણ, બુંદેલખંડ જ્યાં આવ્યાં હોય ત્યાં લખો.

# પાઠ ૧૨મો

## દયાળુ રાજકુમાર મૂળરાજ

ભીમદેવના સમયમાં એક વખત ભારે દુકાળ પડ્યો. આથી કાંઈ અનાજ પાક્યું નહિ. ખેડૂતો રાજ્યની મહેસૂલ ભરી શક્યા નહિ. રાજાના અધિકારીઓએ કર ન ભરી શકનાર ખેડૂતોને પકડી રાજા પાસે હાજર કરવા પાટણ આણ્યા. આ ખેડૂતો પોતાનાં દુઃખની અરસપરસ વાત કરતા હતા ત્યાં થઈને ભીમદેવનો કુંવર મૂળરાજ ઘોડે બેસીને જતો હતો. તેણે તેમની વાત સાંભળી અને તેમને પૂછપરછ કરી બધી હકીકત જાણી લીધી. જ્યારે રાજકુમારને ખબર પડી કે ખેડૂતોનાં ઘરમાં તેમનાં બાળબચ્ચાંને ખાવાને અન્નનો એક દાણો પણ નથી, ત્યારે તેની આંખમાંથી ડબડબ આંસું પડવાં લાગ્યાં. પછી ખેડૂતોને ધીરજ આપી તે તેના પિતા પાસે ગયો. પોતાની ઘોડે બેસવાની હોશિયારી બતાવી તેણે ભીમદેવને ખુશ કર્યો. ભીમે રાજી થઈને તેને કાંઈ ઇનામ માગવાનું કહ્યું, ત્યારે તેણે કહ્યું કે જે ખેડૂતોને કર ન ભરવા માટે પકડી આણેલા છે તેમનો કર માફ કરો અને તેમને છોડી મૂકો. રાજાએ બધા ખેડૂતોને તેમનો કર માફ કરી છોડી મૂક્યા. આ બનાવ બન્યા પછી થોડા સમયમાં આ દયાળુ રાજકુમાર મરણ પામ્યો.

બીજે વર્ષે સારો વરસાદ થયો અને ખૂબ પાક પાક્યો એટલે ખેડૂતો રાજાને બે વર્ષનો કર આપવા આવ્યા. રાજાએ ચાલુ વર્ષનો કર લીધો પણ પાછલા વર્ષનો કર લેવા ના પાડી.

ખેડૂતોએ બંને વર્ષનો કર લેવા બહુ વિનંતિ કરી, ત્યારે રાજાએ એ કર લેવો કે ન લેવો, તેનો નિકાલ કરવાનું કામ રાજ્યના પાંચ ડાહ્યા માણસોને સોંપ્યું. એ પંચે નિર્ણય કર્યો, કે ગયા વર્ષનો કર રાજાએ લેવો, પણ તે પૈસા વડે રાજકુમાર મૂળરાજના પુણ્યાર્થે ત્રિપુરપ્રાસાદ નામનું મહાદેવનું દહેરું બંધાવવું.

## — પ્રશ્નો —

( ૧ ) દયાળુ રાજકુમાર મૂળરાજની વાત નવ–દસ વાક્યમાં લખો.

( ૨ ) તમારી સ્લેટમાં નીચે પ્રમાણે કોઠો દોરી, તેમાં માગેલી હકીકત લખો:–

| ભીમદેવે કયા કયા દેશ પર ચડાઈ કરી ? | એ ચડાઈ શા માટે કરી ? | એ ચડાઈનું પરિણામ શું આવ્યું ? |
|---|---|---|
| | | |

( ૩ ) નીચેની ઇતિહાસની બાબતો સમયના ક્રમ પ્રમાણે ગોઠવીને એક નીચે બીજી એમ લખો:—

મહમૂદ ગીઝનીએ સોમનાથનું દહેરું લૂંટ્યું. જાદવાસ્થળી થઈ. મૂળરાજે ગ્રહરિપુને તાબે કર્યો. અણહીલપુરપાટણ વસ્યું. ગિરનાર પર સુદર્શન તળાવ બંધાયું. વનરાજ ગાદીએ બેઠો. સામન્તસિંહનું ખૂન થયું. વલભિપુરનો નાશ થયો. વિમળશાહે દેલવાડાનાં દહેરાં બંધાવ્યાં. યોગરાજ ચિતા ખડકાવી બળી મૂઓ.

# પાઠ ૧૩મો

## કરણ સોલંકી

ભીમદેવને ત્રણ રાણીથી ત્રણ રાજકુંવર થયા હતા : ક્ષેમરાજ, કરણ અને મૂળરાજ. મૂળરાજ તો ભીમદેવની હયાતીમાં જ ગુજરી ગયો હતો. ક્ષેમરાજ પાટવીકુંવર હતો તેથી ગાદીનો હક તેનો હતો. પણ રાજાની ઇચ્છા પટરાણીના કુંવર કરણને ગાદીએ બેસાડવાની હતી. આથી ક્ષેમરાજે રાજીખુશીથી ગાદી પરથી પોતાનો હક ઉઠાવી લીધો અને સરસ્વતી નદીને કિનારે તીર્થક્ષેત્રમાં વાસો કરી ઈશ્વરભક્તિ કરવા લાગ્યો. ઈ. સ. ૧૦૭૨માં ભીમદેવે કરણને રાજગાદી સોંપી.

કરણ રાજાએ ગાદીએ બેઠા પછી ચોર અને લૂંટારાની ટોળીનો નાશ કર્યો. સાબરમતીને કિનારે આવેલા અશાવલ ગામનો આશો ભીલ લોકોને લૂંટતો. તેને એણે હરાવ્યો, ને તે જગાએ કરણાવતી નામનું તળાવ બંધાવ્યું.

એ સમયમાં દક્ષિણના કર્ણાટક દેશમાં ચંદ્રપુર નામે એક નગર હતું. તેમાં જયકેશી નામે રાજા રાજ્ય કરતો હતો. તેને મીનળદેવી નામે રાજકુંવરી હતી. તે પરણવાલાયક ઉંમરની થઈ હતી. એક દિવસ તેણે એક ચિતારા પાસે દેશદેશના રાજાઓની છબી જોઈ. એ છબીઓમાંની ગુજરાતના રાજા કરણની છબી જોઈ તેની સાથે પરણવાનું તેણે મન સાથે નક્કી કર્યું. જ્યારે જયકેશી રાજાને આ વાતની ખબર પડી ત્યારે તેણે એક બ્રાહ્મણને મીનળદેવીની છબી આપી કરણના દરબારમાં મોકલ્યો. બ્રાહ્મણે કરણને કુંવરીની છબી બતાવી કહ્યું કે રાજકુંવરી મીનળદેવી તમને મનથી વરી ચૂકી છે, તેથી અમારા રાજા આપને પોતાની કુંવરી સાથે પરણવા

વિનંતિ કરે છે. છબીમાં મીનળદેવીનું રૂપ જોઈ કરણ મોહી પડયો અને તેણે મીનળદેવી સાથે પરણવાનું કબૂલ કીધું. પરણ્યા પછી જ્યારે રાજાએ મીનળદેવીને જોઈ ત્યારે તેને માલૂમ પડયું, કે તે રૂપાળી નથી. આથી રાજાએ તેનો ત્યાગ કર્યો. મીનળદેવીને આથી બહુ દુઃખ થયું અને તે રાજમહેલના ચોકમાં જ બળી મરવા તૈયાર થઈ. પણ કરણની મા તથા પ્રધાન મુંજાલે તેને તેમ કરતાં અટકાવી અને તેમની યુક્તિથી રાજાએ મીનળદેવીને રાણી તરીકે સ્વીકારી.

મીનળદેવી ભણેલી અને ચતુર હતી, એટલુંજ નહિ પણ તેને સંગીત અને નૃત્ય પણ ઘણું સરસ આવડતું. આથી તેના પર દિવસે દિવસે કરણની પ્રીતિ વધવા લાગી. આ રાણીએ ઈ. સ. ૧૦૯૧માં સિદ્ધરાજ જયસિંહ નામના પુત્રને જન્મ આપ્યો.

સિદ્ધરાજ ત્રણ વર્ષનો થયો તેવામાં એક દિવસ રમતો રમતો તે રાજગાદી ઉપર ચડી બેઠો. રાજાએ જોશીને પૂછયું કે રાજ્યાભિષેક માટે આ સમય કેવો છે? જોશીએ કહ્યું કે મુહૂર્ત ઘણું જ સારું છે. એટલે તે જ વખતે સિદ્ધરાજનો રાજ્યાભિષેક કરવામાં આવ્યો. આ પછી કરણ થોડા વખતમાં મરણ પામ્યો. આ વખતે ઈસવી સનનું ૧૦૯૪મું વર્ષ ચાલતું હતું.

— પ્રશ્નો —

( ૧ ) કર્ણાટક દેશની રાજકુંવરી મીનળદેવી ગુજરાતના રાજા કરણ સાથે પરણી તે સંબંધી વાત નાનાં દસ-બાર વાક્યમાં લખો.

( ૨ ) મૂળરાજ સોલંકી વિષેના પાઠમાં પહેલો સવાલ છે, તે કોઠો પાડીને લખો. પછી એ કોઠામાંની હકીકતને સંબંધપૂર્વક વાક્યોમાં લખો.

( ૩ ) નીચેનાં અધૂરાં વાક્યો પૂરાં કરોઃ—

( ૧ ) ક્ષેમરાજ પિતૃભક્ત હતો, તેથી તેણે પિતાને રાજી કરવા ______

( ૨ ) આશાવલનો ભીલ રાજા લોકોને લૂંટતો, તેથી ______

# પાઠ ૧૪મો

## રાજમાતા મીનળદેવી

કરણના મરણ વખતે સિદ્ધરાજ નાનો હતો તેથી મુંજાલ, શાંતુ અને ઉદયન નામના પ્રધાનોની મદદથી રાજમાતા મીનળદેવી રાજકારભાર કરવા લાગી.

તેણે પોતાનો કુંવર સિદ્ધરાજ શાણો, પરાક્રમી અને ન્યાયી થાય માટે તેને કેળવણી આપવા માંડી. તે પોતાની પ્રજાને શું શું દુ:ખ છે, તેની તપાસ કરવા સિદ્ધરાજને સાથે લઈ ગુજરાતની મુસાફરીએ નીકળતી અને પ્રજાનાં દુ:ખ દૂર કરતી. આ સમયમાં તેણે વીરમગામમાં પોતાના નામ ઉપરથી મીનલસર તળાવ બંધાવ્યું, જે હાલમાં મુનસર તળાવના નામથી ઓળખાય છે.

ધોળકામાં તેણે મલાવ તળાવ બંધાવ્યું. આ તળાવ જે જગાએ બાંધવાનું નક્કી કર્યું હતું, તે જગામાં એક બાજુએ એક ગુણકાનું ઘર હતું. જો એ બાઈ એ ઘર આપી દે તો તળાવ સુંદર આકારનું બંધાય; ઘર ન આપે તો તળાવ વાંકું અને કઢંગું બંધાય. રાણીએ બાઈને બોલાવી તેની પાસે એ ઘર વેચાતું માગ્યું. મોંમાગ્યું મૂલ્ય આપવા છતાં એ બાઈએ પોતાનું ઘર આપવા ના પાડી. રાણીએ ધાર્યું હોત તો તે એ ઘર જોરજુલમથી લઈ શકત, પણ તેમ ન કરતાં તેણે એ તળાવ વાંકું બંધાવ્યું. આથી રાણીના ન્યાયીપણાની ખ્યાતિ બહુ વધી અને ‘ન્યાય જોવો હોય તો મલાવ તળાવ જુઓ’ એવી કહેવત પડી.

સિદ્ધરાજ મોટો થઈ રાજકારભાર ચલાવતો હતો તે વખતે એક વેળા મીનળદેવી સોમનાથની જાત્રાએ ગઈ. ધોળકામાં આવેલા ભોળાદ ગામ આગળ તે વખતે સોમનાથની જાત્રા જનારાં પાસે ભારે કર લેવાતો. એ ભારે કર ન ભરી શકવાથી ઘણા જાત્રાળુઓ ત્યાંથી દિલગીર થઈ પાછા જતા. મીનળદેવીએ જ્યારે આ બાબત જોઈ ત્યારે તેને બહુ દુઃખ થયું. તેણે સિદ્ધરાજને આ કર માફ કરવા સમજાવ્યો. આ વેરાની આવક ૭૨ લાખ રૂપિયા હતી, પણ પોતાની માતાને રાજી કરવાને સિદ્ધરાજે કર માફ કરી એ આવક જતી કરી.

## — પ્રશ્નો —

( ૧ ) મીનળદેવીએ કેવી રીતે રાજ્ય કર્યું તે ૧૦–૧૨ વાક્યમાં લખો.

( ૨ ) 'ન્યાય જોવો હોય તો મલાવ તળાવ જુઓ' આ કહેવત શી રીતે પડી તે વાત ટૂંકમાં લખો.

( ૩ ) નીચેનાં અધૂરાં વાક્યો પૂરાં કરો :—

( ૧ ) જો મીનળદેવીએ ગુણકાનું ઘર જોરજુલમથી લઈ લીધું હોત તો મલાવ તળાવ____________

( ૨ ) જો સિદ્ધરાજ માતૃભક્ત ન હોત, તો તે ૭૨ લાખ રૂપિયાનો જાત્રાવેરો____________

# પાઠ ૧૫મો

## સિદ્ધરાજ જયસિંહ

### માળવા અને જૂનાગઢ પર ચડાઈ

સિદ્ધરાજ હવે પુખ્ત ઉંમરનો થયો હતો, એટલે રાજકારભારનો બધો બોજો તેને માથે નાખી મીનળદેવી ઈશ્વરભક્તિમાં દિવસ ગાળવા લાગી.

પોતાની બાળવયમાં સિદ્ધરાજ મીનળદેવી સાથે જાત્રાએ ગયેલો; તે વખતે માળવાના રાજા નરવર્માએ પાટણ ઉપર ચડાઈ કરેલી અને પાટણના પ્રધાને તેને ધન આપી તેની સાથે સલાહ કરેલી. આ બાબતનું વેર લેવાને સિદ્ધરાજે માળવા પર ચડાઈ કરી માળવાની રાજધાની ધારાનગરીને ઘેરો ઘાલ્યો. આ વખતે માળવામાં યશોવર્મા નામે રાજા રાજ્ય કરતો હતો. તેણે પોતાના નગરનો બહાદુરીથી બચાવ કર્યો. એક વર્ષ વીત્યું, બે વર્ષ વીત્યાં, પણ ધારાનગરીમાં સિદ્ધરાજ દાખલ ન થઈ શક્યો. સિદ્ધરાજે પણ માળવા જીત્યા વગર પાટણ ન જવાનો નિશ્ચય કર્યો. આમ ઘેરો બાર વર્ષ સુધી ચાલ્યો. આખરે ધારાનગરીનો કોટ તૂટ્યો. યશોવર્મા હાર્યો અને તેને કેદ કરી પાંજરામાં પૂરી પાટણમાં ફેરવવામાં આવ્યો. પ્રધાનોની સલાહથી તેને ગુજરાતનો ખંડિયો રાજા બનાવવામાં આવ્યો.

બુંદેલખંડમાં એ સમયે મદનવર્મા નામે રાજા રાજ્ય કરતો હતો. સિદ્ધરાજે તેને તાબે થવા કહેણ મોકલ્યું, ત્યારે

તેણે જવાબ કહેવડાવ્યો, કે જો તમારે ધન જોઈતું હોય તો જોઈએ તેટલું માગી લો. તે હું તમને લડાઈ કર્યા વિના આપીશ, પણ જો તમારે મારો દેશ જીતવો હોય તો અમે તમારી સાથે લડવા તૈયાર છીએ. કહે છે કે સિદ્ધરાજે ૯૬ કરોડ સોનામહોર માગી અને તે મદનવર્માએ મોકલી આપી. હવે સિદ્ધરાજ મદનવર્માને મળવા ગયો. તેણે સિદ્ધરાજનો ઘણો સારો આદરસત્કાર કર્યો. એનો વૈભવ જોઈ સિદ્ધરાજ આશ્ચર્ય પામ્યો અને તેણે એની સાથે મિત્રાચારી બાંધી.

આ વખતે જૂનાગઢનો ઘરડો રા'નવઘણ મરણપથારીએ હતો. સિદ્ધરાજ ઉપર તેને વેર હતું, પણ એ વેર તે લઈ શક્યો ન હતો, તેથી તેનો જીવ ગભરાયા કરતો હતો. તેણે પોતાના ચારે કુંવરોને બોલાવી પૂછ્યું, કે પાટણનો દરવાજો તોડવાની અને સિદ્ધરાજનું નાક કાપવાની પ્રતિજ્ઞા લેવા તમારામાંથી કોણ તૈયાર છે? આ સાંભળી ત્રણે મોટા કુંવરો વિચારમાં પડી ગયા અને તેમનાં મોં ઊતરી ગયાં, ત્યારે સૌથી નાનો કુંવર ખેંગાર બોલ્યો કે પિતાજી, એ બંને કામ કરવાની હું પ્રતિજ્ઞા લઉં છું. આથી રા'નવઘણને શાંતિ થઈ અને તે જૂનાગઢની ગાદી રા'ખેંગારને સોંપી મરણ પામ્યો.

સિદ્ધરાજે ધારાનગરીને ઘેરો ઘાલ્યો હતો, ત્યારે રા'ખેંગારે પોતાના સોરઠી સૈનિકોને લઈ પાટણ પર ચડાઈ કરી પાટણનો દરવાજો તોડ્યો અને જૂનાગઢ પાછો આવ્યો. આમ તેણે લીધેલી પ્રતિજ્ઞા પ્રમાણે એક કામ કર્યું.

સિંધના એક ઠાકોરની ઠકરાણીને એક ખૂબસુરત કન્યા જન્મી. જોશીએ એ કન્યાના જન્માક્ષર જોઈ ભવિષ્ય ભાખ્યું,



ત્યારે સૌથી નાનો કુંવર બોલ્યો કે પિતાજી, એ બંને કામ
કરવાની હું પ્રતિજ્ઞા લઉં છું.

કે આ કુંવરી એવા નક્ષત્રમાં જન્મી છે, કે જો એના બાપ એનું મોં જોશે, તો એનું રાજ્ય નાશ પામશે. આથી આ કન્યાને ઠાકોરે પોતાના માણસ મારફતે જંગલમાં મોકલાવી દીધી. જંગલમાં તે હડમત નામના કુંભારની નજરે પડી. તે તેને પોતાને ઘેર લઈ ગયો. આ કન્યાનું નામ તેણે રાણક પાડયું. થોડાં વર્ષ પછી એ કુંભાર રાણકને લઈ જૂનાગઢની પાસે આવેલા મજેવડી ગામમાં રહેવા આવ્યો. રાણક હવે પરણવા લાયક ઉંમરની થઈ હતી. તે એટલી બધી રૂપાળી હતી, કે તેના રૂપની ખ્યાતિ સિદ્ધરાજના કાન સુધી પહોંચી. જ્યારે સિદ્ધરાજે તેને જોઈ, ત્યારે તે તેના પર મોહી પડ્યો અને તેણે એ કન્યા પોતાને પરણાવવાનું કુંભારને કહેણ મોકલ્યું. કુંભારે પૈસાના લોભથી અને રાજાના ધાકથી આ વાત કબૂલ કરી. આ બાજુ રા'ખેંગાર પાટણનો દરવાજો તોડી જૂનાગઢ તરફ આવતો હતો. તેણે રાણકદેવી સાથે સિદ્ધરાજના વિવાહ થયાની વાત સાંભળી. તે રાણકદેવીનું હરણ કરી તેને જૂનાગઢ લઈ ગયો અને તેની સાથે પરણ્યો. સિદ્ધરાજ સાથે પરણવાની હતી, તે કન્યાને રા'ખેંગાર પરણ્યો એટલે સિદ્ધરાજનું નાક કાપ્યા બરાબર થયું. આમ પોતાના પિતાની મરણપથારી આગળ લીધેલી પ્રતિજ્ઞા ખેંગારે પરિપૂર્ણ કરી.

સિદ્ધરાજે જ્યારે આ વાત સાંભળી, ત્યારે તેને પગથી માથા સુધી ઝાળ ચડી. તેણે મોટું લશ્કર તૈયાર કર્યું અને સોરઠ પર ચડાઈ કરી જૂનાગઢને ઘેરો ઘાલ્યો. સિદ્ધરાજ ધારતો હતો કે જૂનાગઢ ઝટ જીતાશે, પણ તેમ થયું નહિ.

જૂનાગઢના મજબૂત કિલ્લાનો રા'ખેંગાર અને તેના સોરઠી સૈનિકોએ બહાદુરીથી બાર વર્ષ સુધી બચાવ કર્યો. આખરે રા'ખેંગારના વિશળ અને દેશળ નામના બે ભાણેજો ફૂટ્યા અને સિદ્ધરાજને મળી ગયા. તેમણે કિલ્લાના દરવાજા ઉઘાડી નાખ્યા એટલે સિદ્ધરાજનું લશ્કર જૂનાગઢમાં પેઠું. ભયંકર લડાઈ થઈ. તેમાં રા'ખેંગાર લડતાં લડતાં કપાઈ મૂઓ. હવે સિદ્ધરાજ રાણકદેવી પાસે ગયો. તે પોતાના બે કુંવર માણેરા અને ડગાયચા સાથે બેઠી હતી. સિદ્ધરાજે રાણકદેવીને પોતાની સાથે પરણવા કહ્યું, ત્યારે રાણકદેવીએ તેનો તિરસ્કાર કર્યો. સિદ્ધરાજે ગુસ્સાના આવેશમાં તેના નાના કુંવરને મારી નાખ્યો એટલે મોટો માણેરો તેને વળગીને રડવા લાગ્યો, ત્યારે એ શૂરવીર રજપૂતાણીએ તેને કહ્યું કે બેટા, રડ નહિ. મરતી વખતે માને યાદ કરીએ તો આપણું કુળ લજવાય. જો તેની સાથે નહિ પરણે તો તેના બીજા કુંવરને પણ મારી નાખવાની સિદ્ધરાજે રાણકદેવીને ધમકી આપી, પણ રાણક એકની બે ન થઈ તેથી સિદ્ધરાજે મોટા માણેરાને પણ મારી નાખ્યો. પછી રાણકદેવીને લઈ સિદ્ધરાજ પાટણ તરફ ચાલ્યો. રસ્તામાં વઢવાણ આગળ ચિતા ખડકાવી રાણકદેવી સતી થઈ. કહે છે કે આ વખતે રાણકદેવીએ સિદ્ધરાજને શાપ દીધો, કે તું વાંઝિયો મરીશ.

સિદ્ધરાજે જૂનાગઢમાં અમલ ચલાવવાને સજ્જન મહેતા નામના પોતાના પ્રધાનને નીમ્યો. તેણે ગિરનાર પર સુંદર દહેરાં બંધાવ્યાં છે.

## — પ્રશ્નો —

( ૧ ) તમારી સ્લેટમાં નીચે પ્રમાણે કોઠો દોરી માગેલી હકીકત લખોઃ—

| સિદ્ધરાજે કયા કયા દેશના કયા રાજા ઉપર ચડાઈ કરી ? | એ ચડાઈ શા કારણથી કરી ? | એ ચડાઈનું પરિણામ શું આવ્યું |
|---|---|---|
| | | |

( ૨ ) ઉપરના પ્રશ્ન પ્રમાણે તમે કોઠામાં જે હકીકત લખી છે, તે હકીકત સંબંધપૂર્વક વાક્યોમાં લખો.

( ૩ ) નીચે બબ્બે જણની વાતચીત લખી છે. એ પૈકી એક જણ જે બોલે છે, તે લખ્યું નથી; તે લખીને એ વાતચીત પૂરી કરોઃ—

**अ** વનરાજ—અરે શેઠ, તમે એ તીર કેમ ફેંકી દીધાં ?
ચાંપો—______________

**ब** શીલગુણસુરી—______________ ?
રૂપસુંદરી—હું જયશિખરીની રાણી રૂપસુંદરી છું અને ઝોળીમાં સૂતેલો બાળક મારો પુત્ર વનરાજ છે.

**क** રા'નવઘણ—______________ ?
રા'ખેંગાર—પિતાજી, હું એ બંને કામ કરવાની પ્રતિજ્ઞા લઉં છું.

# પાઠ ૧૬મો

## સિદ્ધરાજ જયસિંહ (ચાલુ)

### સહસ્રલિંગ તળાવ અને જસમા ઓડણ

સિદ્ધરાજે પાટણમાં સહસ્રલિંગ નામનું તળાવ બંધાવવા માંડયું. તે તળાવની પાળ ઉપર મહાદેવની હજાર દહેરી બાંધવાની હતી તેથી એનું નામ સહસ્રલિંગ તળાવ પાડયું. એ તળાવ ખોદવા માળવાથી ઘણા ઓડ જાતના મજૂરો આવ્યા હતા. તેમાંના એક ઓડને જસમા નામની ઘણી જ રૂપાળી સ્ત્રી હતી. એક વખત જસમા ઓડણ તેની નજરે પડી. તેનું સ્વરૂપ જોઈ તે મોહી પડયો. તેણે જસમાને તેની રાણી થઈ રણવાસમાં આવવાનું કહ્યું. જસમા ગરીબ અને હલકી જાતની સ્ત્રી હતી છતાં તે પતિવ્રતા હતી. તેણે સિદ્ધરાજને પરણવા ના પાડી. આથી સિદ્ધરાજે તેને જોરજુલમથી તાબે કરવાનો વિચાર કર્યો. જસમાએ આ વાત પોતાના ધણીને કહી, તેથી ઓડ લોકો જસમા સાથે પાટણથી રાતોરાત નાસી છૂટયા. સવારમાં રાજાને ખબર પડતાં તે ઘોડેસવારની ટુકડી લઈ ઓડ લોકોની પાછળ પડયો. ઓડ લોકો સામા થયા એટલે સિદ્ધરાજના સવારોએ તેમને કાપી નાખ્યા. જસમાનો ધણી પણ લડતાં લડતાં મરાયો. જસમાએ પણ પોતાના પેટમાં કટાર ભોંકી પ્રાણત્યાગ કર્યો. કહે છે, કે મરતી વખતે તેણે સિદ્ધરાજને શાપ દીધો, કે ઓ દુરાચરણી રાજા, તારા એ તળાવમાં પાણી નહિ રહે !

આજે પાટણમાં એ તળાવની જગાએ ખેતરો છે, અને પેલી હજાર દહેરીઓનાં ખંડેરો માલૂમ પડે છે.

આ પછી મૂળરાજે શ્રીસ્થળમાં બંધાવવા માંડેલું અધૂરું રહેલું રુદ્રમાળનું દહેરું સિદ્ધરાજે પૂરું કરાવ્યું, અને એ શહેરનું નામ સિદ્ધપુર પાડ્યું. એ સિવાય તેણે ઘણી વાવ, કૂવા, કુંડ વગેરે બંધાવ્યાં છે.

સિદ્ધરાજ પોતાની પ્રજા સુખી કે દુઃખી છે, તે જોવા ઘણી વાર વેશ બદલી નગરચર્ચા જોવા નીકળતો. તે શૂરવીર હતો અને શૂરવીરોની કદર કરતો. માળવાનો કુંવર જગદેવ પરમાર એની ખ્યાતિ સાંભળી એના સૈન્યમાં જોડાયો અને આખરે મોટો સરદાર બન્યો. વિદ્વાનોને પણ તે સારો આશરો



આપતો. હેમાચાર્ય નામના જૈન સાધુએ સિદ્ધરાજનું અને પોતાનું નામ જોડીને સિદ્ધહૈમ નામનો એક વ્યાકરણનો ગ્રંથ લખ્યો હતો.

સિદ્ધરાજનું રાજ્ય બહુ વિસ્તાર પામ્યું. તમે વાંચી ગયા છો તેમ માળવા અને સોરઠ એણે જીતી લીધાં. સિંધના રાજાને પણ એણે હરાવ્યો. કાઠિયાવાડના બાબરિયાવાડમાં બર્બર નામના એક લૂંટારાનો ઘાતકી સરદાર હતો. તેને એણે વશ કર્યો. ઉત્તરમાં આબુની પેલી તરફ અને દક્ષિણમાં કોલ્હાપુર સુધી સિદ્ધરાજની આણ વર્તતી.

સિદ્ધરાજ પરાક્રમી અને ન્યાયી હતો. એના વખતમાં ગુજરાતની પ્રજા સુખી થઈ. એના પરાક્રમથી એ રાજાધિરાજ કહેવાયો: પણ એણે રાણકદેવીના બે નિર્દોષ પુત્રોને મારી નાખ્યા, અને રાણકદેવી તથા જસમા જેવી પવિત્ર સ્ત્રીઓ પર જુલમ કર્યો, તેથી એની કીર્તિ કલંકિત થઈ. સિદ્ધરાજ ઈ. સ. ૧૧૪૩માં અપુત્ર મરણ પામ્યો.

## — પ્રશ્નો —

(૧) રાણકદેવીની વાત ટૂંકમાં લખો.

(૨) જસમા ઓડણની વાત ટૂંકમાં લખો.

(૩) ખાલી જગાએ યોગ્ય શબ્દો લખી નીચેનાં વાક્યો લખો:—

(૧) હેમાચાર્ય ________ ધર્મના સાધુ હતા. તેમણે ________ નામનો વ્યાકરણનો ગ્રંથ લખ્યો.

(૨) સિદ્ધરાજે મૂળરાજે બંધાવવા શરૂ કરેલું ________ દહેરું ________ ________

(૩) સિદ્ધરાજે ________ અને જેવી ________ સતી સ્ત્રી પર જુલમ કર્યો, તેથી એની કીર્તિ ________ ________

(૪) રા'ખેંગારના ભાણેજ ________ અને ________ ફૂટયા, તેથી ________ જૂનાગઢનો કિલ્લો જીતી શકયો.

(૪) સિદ્ધરાજના રાજ્યનો નકશો દોરો. તેમાં માળવા, બુંદેલખંડ, જૂનાગઢ, પાટણ, સિદ્ધપુર અને ધોળકા જ્યાં આવ્યાં હોય ત્યાં લખો.

# પાઠ ૧૭મો

## કુમારપાળ

### ગાદીએ બેસતાં પહેલાં તેને પડેલું દુઃખ

તમે વાંચી ગયા છો કે ભીમદેવને રાજી કરવા તેના પુત્ર ક્ષેમરાજે ગાદીનો હક છોડી દીધેલો અને સિદ્ધરાજનો પુત્ર કરણ ગાદીએ બેઠેલો. ક્ષેમરાજને દેવપ્રસાદ નામે પુત્ર થયો. દેવપ્રસાદને ત્રિભુવનપાળ નામે પુત્ર થયો. ત્રિભુવનપાળને ત્રણ પુત્ર થયા : મહીપાળ, કીર્તિપાળ અને કુમારપાળ. સિદ્ધરાજને પુત્ર ન હોવાથી ત્રિભુવનપાળના પુત્રનો ગાદી પર હક થતો હતો. મહીપાળ અને કીર્તિપાળ દમ વિનાના હતા એટલે સિદ્ધરાજ પછી કુમારપાળ ગાદીએ બેસે એમ હતું.

સિદ્ધરાજને પોતાની પછી કુમારપાળ ગાદીએ આવે એ ગમતું ન હતું. તેણે ત્રિભુવનપાળને તો કપટ કરી મારી નખાવ્યો હતો, અને કુમારપાળને મારી નાખવાનો તે વિચાર કરી રહ્યો હતો. આથી કુમારપાળ પોતાના કુટુંબને સરસ્વતી નદીને કિનારે આવેલા પોતાની જાગીરના ગામ દેથળીમાં રાખી વેશ બદલીને આમતેમ ફર્યા કરતો હતો.

કુમારપાળ એક વખત સાધુના વેશમાં પાટણમાં શું બને છે તે જાણવા પાટણ આવ્યો. બીજા સાધુઓ સાથે એ પણ રાજમહેલમાં જમવા ગયો. એવામાં સિદ્ધરાજની નજર તેના પર પડી અને એ કુમારપાળ હોય એવો સિદ્ધરાજને વહેમ આવ્યો. કુમારપાળ ચેતી ગયો, અને પોતાના બનેવી કાનદેવની મદદથી નગર બહાર નીકળી ગયો. સિદ્ધરાજના ઘોડેસવારો તેની પાછળ પડયા. તે પકડાઈ જવાની તૈયારીમાં હતો, એવામાં ભીમસિંહ નામનો એક ખેડૂત પોતાના ખેતરને વાડ કરતો હતો, તેને એણે કોઈ ઠેકાણે સંતાડવા કહ્યું. ભીમસિંહે એને

કાંટાના ઢગલામાં સંતાડી દીધો. સિપાઈઓ આખું ખેતર જોઈ વળ્યા, પણ કુમારપાળનો પત્તો ન લાગ્યો. તેમના ગયા પછી ભીમસિંહે કુમારપાળને કાંટાના ઢગલામાંથી કાઢ્યો, તેના શરીરમાંથી કાંટા કાઢ્યા અને રાતે પોતાને ઘેર રાખ્યો. સવાર થતાં પહેલાં ભીમસિંહનો ઉપકાર માની કુમારપાળે આગળ ચાલવા માંડ્યું.

એક વખત કુમારપાળ સિદ્ધરાજની બીકથી આમતેમ છુપાયા કરતો હતો અને ત્રણ દિવસથી કાંઈ ખાધું ન હતું. એવામાં શ્રીદેવી નામની એક વાણિયાની દીકરી ગાડીમાં બેસીને સાસરેથી પિયેર જતી હતી. તેણે દયા લાવીને એને પોતાની ગાડીમાં બેસાડ્યો અને ખાવાનું આપ્યું. કુમારપાળે પોતાની ઓળખાણ આપી તેનો ઉપકાર માન્યો.

એક વખત કુમારપાળ છાનોમાનો પોતાના કુટુંબને મળવા દેથળી ગયો. સિદ્ધરાજને આની ખબર પડી એટલે તેણે સિપાઈઓ મોકલ્યા. તેમણે દેથળી ગામને ઘેરો ઘાલી એક એક ઘર શોધવા માંડ્યું. આ વખતે સજ્જન નામના કુંભારે તેને ઈંટની ભઠ્ઠીમાં સંતાડી દીધો. સિદ્ધરાજના સૈનિકો પાછા ગયા પછી તે પોતાના કુટુંબને દેથળીથી ઉજ્જન મૂકી આવ્યો અને પોતાના બ્રાહ્મણ મિત્ર વોસીરી સાથે ખંભાત ગયો. અહીં તેને હેમાચાર્ય અને ઉદયન મંત્રીનો મેળાપ થયો. હેમાચાર્યે ભવિષ્ય ભાખી કુમારપાળને કહ્યું કે થોડા વખતમાં તમે રાજા થશો, ત્યારે કુમારપાળે કહ્યું કે જો હું રાજા થઈશ તો જૈનધર્મ અંગીકાર કરીશ. એ દરમિયાન સિદ્ધરાજને ખબર પડી કે કુમારપાળ ખંભાત છે, એટલે તેણે ખંભાત લશ્કર મોકલ્યું. આ વખતે હેમાચાર્યે કુમારપાળને અપાસરાના ભોંયરામાં પુસ્તકોના ઢગલા નીચે સંતાડી દીધો અને સિદ્ધ-રાજનું લશ્કર શોધાશોધ કરી નિરાશ થઈ પાછું ફર્યું.

હવે કુમારપાળને ખંભાત રહેવું સહીસલામતીભરેલું લાગ્યું નહિ તેથી તે વડોદરા ગયો. અહીં તેની પાસે એક પાઈ પણ ન હતી અને તે ઘણો ભૂખ્યો હતો. તે વખતે કટુક નામના વાણિયાએ તેને ઉધાર ચણા આપ્યા. અહીંથી છુપાતો છુપાતો તે પોતાના કુટુંબને મળવા ઉજ્જન ગયો. એવામાં તેને સિદ્ધરાજનું મરણ થયાના સમાચાર મળ્યા. એટલે તે પાટણ ગયો અને ઈ. સ. ૧૧૪૩માં પોતાના બનેવી કાનદેવ અને ઉદયન મંત્રીની મદદથી ગુજરાતની ગાદીએ બેઠો. આ વખતે તેની ઉંમર ૫૦ વર્ષની હતી.

— પ્રશ્નો —

(૧) નીચે જે વંશાવળી આપી છે, ત્યાં × મૂકી છે, ત્યાં જેનું નામ લખવું જોઈએ તે લખીને એ વંશાવળી તમારી સ્લેટમાં લખો. ખૂટતી હકીકત તમને પાઠ ૧૩ અને ૧૭ના પહેલા ફકરામાંથી જડશે.




(૨) સોરઠો

માણેરા, તું મ રોય, મ કર રાતી આંખીઓ,
કુળમાં લાગે ખોય, મરતાં મા ન સંભારીએ.

ગુજરાતના ઇતિહાસમાં આવું કોણે, કોને અને ક્યારે કહ્યું હશે તે લખો.

# પાઠ ૧૮મો

## કુમારપાળ (ચાલુ)

કુમારપાળે ગાદીએ બેઠા પછી જેમણે તેને સંકટમાં મદદ કરી હતી, તે બધાંને તેમણે કરેલા ઉપકારનો બદલો આપ્યો. કાંટામાં સંતાડનાર ભીમસિંહને તેણે પોતાનો અંગરક્ષક બનાવ્યો, શ્રીદેવી પાસે પોતાને રાજતિલક કરાવી તેને ધોળકા ગામ બક્ષિસ આપ્યું, ઉદયનને પોતાનો પ્રધાન બનાવ્યો, હેમાચાર્યને રાજ્યના ગુરુ ગણી પોતે જૈનધર્મ અંગીકાર કર્યો, પોતાના મિત્ર વોસારીને લાટ દેશનો દંડનાયક એટલે સૂબો નીમ્યો અને કટુક વાણિયાને વડોદરાનો ઇનામદાર બનાવ્યો.

કુમારપાળની એક બેનને સિદ્ધરાજના સરદાર કાનદેવ સાથે પરણાવી હતી. કાનદેવ બહુ અભિમાની હતો. પોતે કુમારપાળને ગાદી અપાવી છે, એમ માની તે ઘણી બાબતમાં કુમારપાળનું અપમાન કરતો. વળી તેણે કુમારપાળને ગાદીએથી ઉઠાડી મૂકી પોતાનું કહ્યું કરે તેવા રાજાને ગાદીએ બેસાડવા રાજ્યના બીજા સરદારો સાથે ખટપટ કરવા માંડી; એટલે કુમારપાળે કાનદેવ તેમજ બીજા ખટપટ કરનાર સરદારોને મારી નાખ્યા.

કુમારપાળની બીજી બેનને સાંભરના રાજા અર્ણોરાજ સાથે પરણાવી હતી. ઉદયન મંત્રીનો આહડ નામનો પુત્ર સિદ્ધરાજની નોકરી છોડીને અર્ણોરાજની નોકરીમાં રહ્યો હતો. તેણે અર્ણોરાજને ચડાવ્યો; એટલે તેણે પાટણ પર ચડાઈ કરી. લડાઈ થઈ તેમાં આહડ મરાયો અને અર્ણોરાજ કેદ પકડાયો. પોતાના એક બનેવીને તો કુમારપાળે મારી નાખ્યો હતો.

બીજા બનેવી અર્ણોરાજને મારી નાખી પોતાની બેનને વિધવા બનાવતાં તેનો જીવ ન ચાલ્યો. આથી કુમારપાળે અર્ણોરાજને સાંભરનું રાજ્ય પાછું સોંપી પોતાનો ખંડિયો રાજા બનાવ્યો.

આ પછી તેણે આબુના ચંદ્રાવતી નગરના રાજાને હરાવ્યો અને માળવાના રાજા બલ્લાળને પણ હરાવ્યો.

જૈન લોકો દેરાસરમાં પૂજા કરવા જાય છે ત્યારે ખભે એક રેશમી વસ્ત્ર નાખે છે. કુમારપાળને એવું એક વસ્ત્ર જોઈતું હતું. સાંભરમાં એવાં વસ્ત્ર સારાં બનતાં, તેથી પોતાના બનેવી સાંભરના રાજાને તેણે એવું એક વસ્ત્ર મોકલવા કહેવડાવ્યું. તેણે વસ્ત્ર ન મોકલ્યું એટલે કુમારપાળે સાંભર પર ચડાઈ કરી અને એક વસ્ત્રના બદલામાં સાંભરથી ૭૦૦ વણકરો પાટણમાં આણી વસાવ્યા. આમ આ લડાઈથી ગુજરાતમાં કાપડ વણવાનો ઉદ્યોગ દાખલ થયો.

કોંકણમાં મલ્લિકાર્જુન નામે રાજા રાજ્ય કરતો હતો. તે પોતાને રાજપિતામહ એટલે રાજાઓનો દાદો કહેવડાવતો, તેથી કુમારપાળે ઉદયનના પુત્ર આંબડને લશ્કર લઈ કોંકણ મોકલ્યો. આંબડ હારીને પાછો આવ્યો ત્યારે કુમારપાળે બીજું મોટું સૈન્ય આપી તેને ફરીથી ચડાઈ કરવા મોકલ્યો. આ લડાઈમાં મલ્લિકાર્જુન હાર્યો, અને મરાયો. તેની રાજધાની લૂંટી ઘણું દ્રવ્ય લઈ આંબડ પાટણ આવ્યો.

આમ કુમારપાળે ઘણી જીત મેળવી. પોતે જૈન ધર્મ સ્વીકારી એ ધર્મને તેણે સારી મદદ કરી. તેણે ઠામ ઠામ જૈન દેરાસરો બંધાવ્યાં, તેમ છતાં તેણે શૈવ ધર્મનો દ્વેષ કર્યો નહિ; ઊલટું સોમનાથનું દહેરું સમરાવ્યું. આ રાજાએ પોતાના પરાક્રમથી રાજાઓમાં આબરૂ મેળવી અને સારા અમલથી પ્રજાની પ્રીતિ મેળવી. કુમારપાળને પુત્ર ન હતો. પોતાના પછી

પોતાની પુત્રીના પુત્રને ગાદીએ બેસાડવાની એની ઇચ્છા હતી; પણ ઈ. સ. ૧૧૭૪માં એને ઝેર દઈ મારી નાખીને એનો ભત્રીજો અજયપાળ પાટણની ગાદીએ બેઠો.

—પ્રશ્નો—

( ૧ ) નીચે સિદ્ધરાજ અને કુમારપાળનો મુકાબલો કરતાં અધૂરાં વાક્યો છે, તે પૂરાં કરીને લખોઃ—

સિદ્ધરાજ ત્રણ વર્ષની ઉંમરે ગાદીએ બેઠો, પણ કુમારપાળ ——
સિદ્ધરાજ શૈવ ધર્મ પાળતો હતો, પણ કુમારપાળ ——
સિદ્ધરાજે શૈવ ધર્મનાં ઘણાં દેવાલયો બંધાવ્યાં, પણ કુમારપાળે ——
સિદ્ધરાજે હેમાચાર્યને ઘણું માન આપ્યું, અને કુમારપાળે ——
સિદ્ધરાજે માળવા અને જૂનાગઢ જીત્યાં, અને કુમારપાળે ——
સિદ્ધરાજે રાણકદેવી અને જસમા પર જુલમ કર્યો, કુમારપાળે ——
સિદ્ધરાજે રુદ્રમાળનું દહેરું પૂરું કરાવ્યું, અને કુમારપાળે ——
સિદ્ધરાજ ઈ. સ. ૧૧૪૩માં અપુત્ર મરણ પામ્યો અને કુમારપાળ ——

( ૨ ) નીચે પ્રમાણે તમારી સ્લેટમાં ખાખું દોરી તેમાં માગેલી હકીકત લખોઃ—

| ગાદીએ બેસતાં પહેલાં કુમારપાળને કોણે કોણે મદદ કરી ? | તેમણે શી મદદ કરી ? | કુમારપાળે ગાદીએ બેઠા પછી તેમને શો બદલો આપ્યો ? |
|---|---|---|
| | | |

( ૩ ) બીજા સવાલમાં તમે જે હકીકત લખી છે, તે ઉપરથી એ બીના સંબંધપૂર્વક આખાં વાક્યોમાં લખો.

( ૪ ) જે બનાવથી પાટણમાં કાપડ વણવાનો ઉદ્યોગ દાખલ થયો હોય તે બનાવનું ટૂંકમાં વર્ણન કરો.

# પાઠ ૧૫મો

## હેમાચાર્ય

કરણ રાજાના વખતમાં ધંધુકામાં ચાચીંગ નામે એક મોઢ વાણિયો રહેતો હતો. તેની સ્ત્રીનું નામ પાહીણી હતું. તેઓ જૈન ધર્મ પાળતાં હતાં. ઈ. સ. ૧૦૮૯માં તે બાઈને પુત્ર પ્રસવ્યો. તેનું નામ ચાંગદેવ પાડયું.

એક દિવસ દેવચંદ્રસુરી નામના જૈન ધર્મના આચાર્ય ધંધુકા આવ્યા. પાહીણી પોતાના પાંચ વર્ષના પુત્ર ચાંગદેવને લઈ આચાર્યનાં દર્શન કરવા ગઈ. અપાસરામાં આચાર્ય ગાદી પર બેઠેલા હતા. ચાંગદેવ રમતો રમતો ગાદી પર ચડી આચાર્યની પાસે બેસી ગયો. એ છોકરાના ચહેરા ઉપરથી આચાર્યને લાગ્યું કે તે જૈન ધર્મનો સમર્થ વિદ્વાન થાય એવો છેઃ એટલે બીજે દિવસે ગામના આબરૂદાર જૈનોની સાથે તે ચાચીંગને ઘેર ગયા. આ વખતે ચાચીંગ બહારગામ ગયેલો હતો, તેથી તેમણે પાણીહીને કહ્યું કે બાઈ, આ તમારો પુત્ર મને આપી દો. એને હું જૈન ધર્મનો મહાન સાધુ બનાવીશ. લોકોની સમજાવટથી પાહીણીએ ચાંગદેવને દેવચંદ્રાચાર્યને આપી દીધો. તેને લઈ સુરી કરણાવતી નગર ગયા.

આ બાજુ ચાચીંગ ઘેર આવ્યો ત્યારે તેને આ વાતની ખબર પડી. તે પોતાની સ્ત્રી પર ઘણો ગુસ્સે થયો અને પોતાના પુત્રને લેવા કરણાવતી ગયો. ત્યાં જઈ તેણે દેવચંદ્રાચાર્ય પાસે પોતાના પુત્રને પાછો માગ્યો પણ ત્યાંના આબરૂદાર જૈનોએ તેને સમજાવી ધન આપી ધંધુકા વિદાય કર્યો.

ચાંગદેવ આઠ વર્ષનો થતાં દેવચંદ્રાચાર્યે તેને દીક્ષા આપી સાધુ બનાવ્યો. તે વખતે તેનું નામ સોમદેવ પાડવામાં આવ્યું. ૨૧ વર્ષનો થતાં તો સોમદેવે સર્વ શાસ્ત્રોનો અભ્યાસ

કર્યો અને આચાર્યની પદવી મેળવી, ત્યારથી એ હેમચંદ્રાચાર્ય કહેવાયા.

આગળ તમને કહ્યું છે તે પ્રમાણે, હેમાચાર્યે સિદ્ધહૈમ નામનું એક વ્યાકરણનું પુસ્તક લખ્યું અને તેને હાથી ઉપર મૂકી સિદ્ધરાજે પાટણ શહેરમાં ફેરવ્યું. એ સિવાય તેમણે જૈન ધર્મને લગતાં ઘણાં પુસ્તકો લખ્યાં. કુમારપાળ જ્યારે સિદ્ધરાજથી છુપાતો ફરતો હતો, ત્યારે એમણે તેને સંતાડી રાખેલો અને એનું ભવિષ્ય ભાખી કહેલું, કે તું રાજા થઈશ.

હેમાચાર્ય જૈન ધર્મના સાધુ હતા, છતાં તેમણે બીજા ધર્મનો દ્વેષ કર્યો ન હતો. કુમારપાળ પાસે એમણે સોમનાથ મહાદેવનું દહેરું સમરાવ્યું હતું અને તેની સાથે એક વાર મહાદેવનાં દર્શન કરવા પણ ગયેલા. આ વિદ્વાન આચાર્ય ઈ. સ. ૧૧૭૨માં મરણ પામ્યા.

— પ્રશ્નો —

નીચે હેમાચાર્યની વાત ટૂંકમાં લખી છે. ખાલી જગાએ યોગ્ય શબ્દ પૂરીને આખી વાત લખો :—

______માં ચાચાંગ નામે એક વાણિયો રહેતો હતો. તેની સ્ત્રીનું નામ______હતું. ઈ. સ.______માં તેને એક પુત્ર થયો. તેમણે તેનું નામ______પાડ્યું. ચાંગદેવ______વર્ષનો હતો, ત્યારે______નામના______ની ગાદી ઉપર ચડી બેઠો. આચાર્યને લાગ્યું, કે આ બાળક______ધર્મના______સાધુ થશે. તેમણે એ બાળકને______પાસે માગી લીધો.______વર્ષનો થતાં______બધી વિદ્યા ભણી રહ્યો. તેણે______ની પદવી મેળવી. હવે તે______કહેવાયા. એમણે______નું અને______નું નામ જોડી______નામનો______ગ્રંથ લખ્યો. કુમારપાળ______ની બીકથી સંતાયા કરતો હતો, ત્યારે એમણે તેને મદદ કરી.______રાજાએ એમને ગુરુ ગણીને______ધર્મનો અંગીકાર કર્યો. એ વિદ્વાન આચાર્ય ઈ. સ.______માં______વર્ષની ઉંમ મરણ પામ્યા.

## પાઠ ૨૦મો
## ભોળો ભીમ અથવા ભીમદેવ બીજો

પાટણની ગાદીએ કુમારપાળ પછી અજયપાળ આવ્યો. તે જૈન ધર્મને ધિક્કારતો હતો, તેથી તેણે જૈનોનાં મંદિરો તોડ્યાં, જૈન ધર્મના વિદ્વાનોને દુઃખ દીધું અને કુમારપાળના જૈન પ્રધાનોને મારી નાખ્યા. આ ઘાતકી રાજાને તેના એક દરવાને કટાર ભોંકી મારી નાખ્યો, એટલે તેનો કુંવર બાળ મૂળરાજ ગાદીએ બેઠો. તે નાનો હતો તેથી રાજ્યનો કારભાર તેની મા નાયકાદેવી અને તેનો કાકો ભીમદેવ ચલાવવા લાગ્યાં.

આ સમયમાં અફઘાનિસ્તાનના ગીઝની શહેરમાં મહંમૂદ શાહબુદ્દીન ઘોરી નામનો પાદશાહ રાજ્ય કરતો હતો. તેણે પાટણ પર ચડાઈ કરી. આથી ભીમદેવ લશ્કર લઈ તેની સામે ગયો અને શાહબુદ્દીન ઘોરીને હરાવી નસાડી મૂક્યો. આ બનાવ બન્યા પછી બે વરસે બાળ મૂળરાજ મરણ પામ્યો અને ભીમદેવ ઈ. સ. ૧૧૭૯માં પાટણની ગાદીએ બેઠો.

ભીમદેવ શૂરવીર હતો, પણ ઉતાવળિયો અને અવિચારી હતો, તેથી એ ભોળા ભીમ તરીકે ઓળખાય છે.

આ વખતે હિંદુસ્તાનમાં પાંચ મોટાં રાજ્ય હતાં : (૧) દિલ્હીમાં અનંગપાળ તુંવારનું; ( ૨ ) કનોજમાં વિજયપાળ રાઠોડનું; ( ૩ ) અજમેરમાં સોમેશ્વર ચૌહાણનું; ( ૪ ) આબુમાં જેતસી પરમારનું; અને ( ૫ ) ગુજરાતમાં ભોળા ભીમ સોલંકીનું.

ગીઝનીનો સુલતાન શાહબુદ્દીન ઘોરી આ સમયમાં કાબુલીઓનું બળવાન લશ્કર લઈ આ રાજ્યો ઉપર વારંવાર ચડી આવવા લાગ્યો. સોમનાથનું દહેરું લૂંટનાર મહમૂદ ગીઝનીએ તો હિંદુઓનાં દહેરાં તોડવા, મૂર્તિ ભાંગવા, ધન મેળવવા અને મુસલમાની ધર્મનો ફેલાવો કરવા ચડાઈઓ કરેલી; પણ


મહંમદ શાહબુદ્દીન ઘોરી

શાહબુદ્દીન ઘોરીને તો હિંદુસ્તાન જીતી અહીં રાજ્ય કરવું હતું. આ બધાં રાજ્યોએ સંપ કરી શાહબુદ્દીન સાથે લડાઈ કરી હોત તો શાહબુદ્દીન હારીને પાછો જાત, પણ એ બધા રાજાઓ એક બીજા સાથે લડીને નબળા બન્યા અને શાહબુદ્દીન ઘોરીએ તેમનાં રાજ્ય એક પછી એક જીતી લીધાં. આમાં મોટો વાંક ભોળા ભીમનો હતો, કારણ કે તેણે અવિચારીપણે ઘણી લડાઈઓ કરી.

## ભોળો ભીમ અને પૃથ્વીરાજ

આબુના રાજા જેતસી પરમારને ઇચ્છનકુમારી નામની રૂપાળી કુંવરી હતી. તે કુંવરીનો વિવાહ અજમેરના રાજા સોમેશ્વરના પુત્ર પૃથ્વીરાજ સાથે કરેલો, છતાં ભોળા ભીમે તે કન્યાનું માગું કર્યું. જ્યારે જેતસી પરમારે પોતાની કુંવરીનો પૃથ્વીરાજ સાથે કરેલો વિવાહ તોડી તેની સાથે વિવાહ કરવા ના પાડી, ત્યારે ભીમદેવ ગુસ્સે થયો અને તેણે આબુ પર ચડાઈ કરી. આ ખબર સાંભળી આબુના રાજાએ પોતાની કુંવરીને અજમેર મોકલી દીધી. લડાઈ થઈ; તેમાં આબુનો રાજા હાર્યો. આ લડાઈમાં અજમેરના રાજાએ જેતસી પરમારને મદદ કરી હતી તેથી ભીમદેવે અજમેર પર ચડાઈ કરી, પણ તે હાર્યો અને પાટણ નાસી આવ્યો. પાટણ આવી તેણે મોટું લશ્કર તૈયાર કર્યું અને ફરીથી અજમેરના રાજા સોમેશ્વર ઉપર ચડાઈ કરી. આ લડાઈમાં સોમેશ્વર હાર્યો અને મરાયો.

સોમેશ્વરનો પુત્ર પૃથ્વીરાજ આ સમયે દિલ્હીનો રાજા હતો. દિલ્હીની ગાદી તેને તેની માના બાપ અનંગપાળ તુંવારે આપી હતી. પૃથ્વીરાજે જ્યારે પોતાના બાપના મરણની વાત સાંભળી, ત્યારે તેણે મોટી સેના તૈયાર કરીને પોતાના બાપનું વેર વાળવા પાટણ પર ચડાઈ કરી. ભીમદેવને લડાઈનો સંદેશો પહોંચાડવા તેણે પોતાના ચંદ બારોટને મોકલી આપ્યો. ચંદ બારોટ દીવો, નીસરણી, કોદાળી, જાળ, ત્રિશૂળ અને અંકુશ લઈ ભીમદેવના દરબારમાં હાજર થયો અને તેની આગળ આ બધી ચીજો મૂકી. ભીમે પૂછ્યું કે આ બધી ચીજો શા માટે લાવ્યા છો? ચંદે જવાબ દીધો કે અમારા રાજા તમને યુદ્ધ કરવા નિમંત્રણ આપે છે. જો તમે હારીને અંધારામાં સંતાઈ જશો, તો અમારા રાજા દીવાના પ્રકાશથી તમને શોધી કાઢશે; જો તમે આકાશમાં ચાલ્યા જશો, તો આ નીસરણી વડે આકાશમાં ચડી તમને પકડશે; પૃથ્વીમાં ભરાઈ જશો તો તમને આ કોદાળીથી ખોદી બહાર કાઢશે; દરિયામાં પડશો તો જાળ નાખી પકડશે; અંકુશથી તમને તાબે કરશે અને ત્રિશૂળથી તમને મારી નાખશે.



પૃથ્વીરાજ ચૌહાણ

આ સાંભળી ભીમ બહુ ગુસ્સે થયો. તેણે મોટું લશ્કર તૈયાર કર્યું, અને પૃથ્વીરાજની સામે ગયો. ભયંકર યુદ્ધ થયું; તેમાં સોલંકી અને ચૌહાણ રજપૂતોનો ઘાણ નીકળી ગયો,

પણ આખરે પૃથ્વીરાજ જીત્યો અને ભીમ પાસે મનમાનતી શરત કબૂલ કરાવી દિલ્હી પાછો ફર્યો.

આમ રજપૂત રાજાઓ માંહોમાંહે લડી નબળા પડયા હતા. તેમનાં રાજ્ય એક પછી એક શાહબુદ્દીન ઘોરીએ જીતવા માંડયાં. ઘોરી પાદશાહે પહેલાં પૃથ્વીરાજને હરાવ્યો અને માર્યો. તે વખતે કનોજનો રાજા જે પૃથ્વીરાજનો માસીનો દીકરો થતો હતો, તેણે જોયા કર્યું. બીજે વર્ષે ઘોરી સુલતાને કનોજ જીત્યું. પછી ઘોરી સુલતાનના કુતુબુદ્દીન નામના સરદારે ગુજરાત પર ચડાઈ કરી. ભીમ હાર્યો અને નાઠો. પણ એવામાં શાહબુદ્દીન ઘોરીનું મરણ થયું એટલે કુતુબુદ્દીન દિલ્હી ગયો અને ભીમદેવે પાટણ પાછું મેળવ્યું.

હવે ભીમ ઘરડો થયો હતો. તેની સત્તા ઘટી ગઈ હતી. ગુજરાતના જુદા જુદા ભાગના હાકેમો સ્વતંત્ર રાજા જેવા થઈ ગયા હતા. તે ઈ. સ. ૧૨૪૧માં મરણ પામ્યો એટલે તેનો પુત્ર ત્રિભુવનપાળ ગાદીએ આવ્યો. તેને ધોળકાના રાણા વિશળદેવ વાઘેલાએ હરાવ્યો. આમ પાટણની ગાદી સોલંકી વંશના રાજા પાસેથી વાઘેલા વંશના રાજાઓના હાથમાં આવી.

## — પ્રશ્નો —

( ૧ ) નીચે પ્રમાણે કોઠો દોરી તેમાં માગેલી હકીકત પૂરોઃ—

| ભીમદેવે કયા કયા દેશ પર ચડાઈ કરી ? | એ ચડાઈ શા માટે કરી ? | એ ચડાઈનું પરિણામ શું આવ્યું ? |
|---|---|---|
| | | |

( ૨ ) ચંદ બારોટ ભીમદેવના દરબારમાં કઈ ચીજો લઈને આવ્યો ? એ ચીજો બતાવી એણે ભીમદેવને શું કહ્યું ?

( ૩ ) નીચેનાં અધૂરાં વાક્યો પૂરાં કરો:—

( ૧ ) મહમૂદ ગીઝનીએ ધન લૂંટવા અને મુસલમાની ધર્મ ફેલાવવા ચડાઈ કરી હતી, પણ શાહબુદ્દીન ઘોરીએ

( ૨ ) એ ભોળા ભીમ તરીકે ઓળખાયો કારણ કે

( ૩ ) જો દિલ્હી, કનોજ, અજમેર અને ગુજરાતના રાજાઓ સંપ કરી શાહબુદ્દીનની સામે થયા હોત, તો

( ૪ ) નીચે પ્રમાણે કોઠો દોરી તેમાં અધૂરી રહી ગયેલી હકીકત પૂરો. જરા વિચાર કરશો તો એમાં આપેલાં ઈ. સ. અને અમલનાં વર્ષ ઉપરથી જરૂરી ઈ. સ. તમે શોધી શકશો.

## સોલંકી વંશ

| રાજાનું નામ | અમલ ચલાવ્યો | | કેટલાં વર્ષ રાજ્ય કર્યું ? |
|---|---|---|---|
| | ઈ. સ. થી | ઈ. સ. સુધી | |
| મૂળરાજ | ૯૪૨ | — | — |
| — | ૯૯૭ | ૧૦૧૦ | — |
| વલ્લભસેન | — | ૧૦૧૦ | — |
| દુર્લભસેન | ૧૦૧૦ | — | ૧૨ |
| — | — | ૧૦૭૨ | — |
| કરણ | — | — | — |
| — | ૧૦૯૪ | — | ૪૯ |
| કુમારપાળ | — | — | ૩૧ |
| અજયપાળ | — | — | — |
| બાળ મૂળરાજ | ૧૧૭૭ | — | ૨ |
| — | — | ૧૨૪૧ | — |
| ત્રિભુવનપાળ | — | ૧૨૪૨ | — |

# પાઠ ૨૧મો

## ધોળકાના રાણાઓ

### વીરધવળ વાઘેલો

કુમારપાળના ધવલપ્રસાદ નામના સરદારે પોતાના નામ ઉપરથી ધોળકા વસાવેલું. ધવલપ્રસાદનો પુત્ર અર્ણોરાજ કુમારપાળની માસીનો દીકરો થાય. તેની સેવાથી ખુશ થઈ કુમારપાળે પાટણથી દસેક માઈલ દૂર આવેલું વાઘેલ ગામ તેને ઇનામમાં આપેલું. આથી અર્ણોરાજ અને તેના વંશજો વાઘેલા કહેવાયા.

અર્ણોરાજ પછી તેનો પુત્ર લવણપ્રસાદ ઈ. સ. ૧૨૦૦માં ધોળકાનો રાણો થયો. ભોળા ભીમદેવનો એ મુખ્ય સરદાર હતો. ભીમની આખર અવસ્થામાં ગુજરાતના જુદા જુદા ભાગના હાકેમો સ્વતંત્ર થઈ જવા લાગ્યા. તે બધાને એ લવણપ્રસાદે પોતાની સત્તા નીચે આણ્યા. આથી એનું ધોળકાનું રાજ્ય ધંધુકાથી માંડીને નર્મદા નદી સુધી ફેલાયું.

લવણપ્રસાદે ઈ. સ. ૧૨૩૩માં પોતાના પુત્ર વીરધવળને ધોળકાની ગાદી સોંપી દીધી અને પોતે ઈશ્વરભક્તિમાં દિવસ ગાળવા લાગ્યો. વીરધવળ શાણો અને પરાક્રમી હતો. એને વસ્તુપાળ અને તેજપાળ નામના બે વાણિયા પ્રધાન હતા. એ શૂરવીર અને બુદ્ધિશાળી પ્રધાનોએ વીરધવળનું રાજ્ય વધાર્યું અને આબાદ કર્યું.

આ વખતે ગુજરાતનાં બંદરોમાં ધમધોકાર વેપાર ચાલતો. દેશ-પરદેશથી બંદરમાં ઊતરેલો માલ વણજારાઓ પોઠ પર

લાદી આખા ગુજરાતમાં પહોંચાડતા અને ગુજરાતના જુદા જુદા ભાગોમાંથી દેશ—પરદેશ મોકલવાનો માલ પણ વણજારા લોકો બંદર પર લઈ જતા. ગોધરામાં એ વખતે ધુંધળ નામનો રાજા રાજ્ય કરતો હતો. તેણે આ વણજારાઓને લૂંટવા માંડયા. વીરધવળે ધુંધળને આમ ન કરવા કહેવડાવ્યું એટલે ધુંધળે એક ભાટ સાથે વીરધવળ પર એક સાડી અને કાજળની દાબડી મોકલી આપી. એનો અર્થ એ થયો કે ધુંધળ વીરધવળને સાડી પહેરીને આંખમાં કાજળ આંજતી બૈરી જેવો ગણે છે. આથી વીરધવળના પ્રધાન તેજપાળે ધુંધળ પર ચડાઈ કરી. ધુંધળ હાર્યો અને તેને કેદ કરી ધોળકા આણવામાં આવ્યો. ધુંધળને દરબારમાં પેલી સાડી પહેરાવવામાં આવી અને કાજળની દાબડી તેની ડોકમાં બાંધવામાં આવી. આથી ધુંધળને એટલું બધું અપમાન લાગ્યું કે તેણે પોતાની જીભ કરડીને આપઘાત કર્યો.

એક વખત દિલ્હીના બાદશાહે ગુજરાત પર ચડાઈ કરી. વીરધવળ આ ચડાઈથી ગભરાઈ ગયો, પણ વસ્તુપાળે આબુના રાજાની મદદ લઈ બાદશાહના સૈન્યને હરાવ્યું એટલે બાદશાહ દિલ્હી ચાલ્યો ગયો.

એ વખતે મુસલમાન લોકોને મક્કે હજ કરવા જવું હોય તો ગુજરાતનાં બંદરેથી વહાણમાં બેસવું પડતું. દિલ્હીના બાદશાહ મોઇઝુદ્દીનની મા મક્કે હજ કરવા જવાને ગુજરાતમાં આવીને ત્યાંથી વહાણમાં બેઠી. વસ્તુપાળે જાણીબુજીને તે વહાણ ચાંચિયાઓ પાસે લૂંટાવ્યું, અને બાદશાહની માએ એ બાબતની ફરિયાદ કરી, ત્યારે વસ્તુપાળે તેનો બધો માલ ચાંચિયાઓ પાસેથી પાછો અપાવ્યો અને મક્કે જવાને વહાણમાં

સારી ગોઠવણ કરી આપી. જ્યારે તે હજ કરીને પાછી આવી, ત્યારે પણ વસ્તુપાળે તેની સારી સંભાળ રાખી અને ગુજરાતની



મક્કે હજ કરવા જતી દિલ્હીના બાદશાહની માનું વહાણ ચાંચિયાઓ લૂંટે છે.

હદ પૂરી થાય ત્યાં સુધી પોતાના માણસો સાથે તેને સહીસલામત પહોંચાડી. બાદશાહે જ્યારે પોતાની માને મોઢે આ વાત સાંભળી, ત્યારે તે બહુ રાજી થયો. તેણે વસ્તુપાળને ખૂબ આગ્રહ કરીને દિલ્હી બોલાવીને કહ્યું કે, ગુજરાતના શાણા અને શૂરવીર પ્રધાન, તમે મારી માની

સારી બરદાસ્ત કરી છે, તેથી હું તમારા પર પ્રસન્ન થયો છું. તમારે ધનદોલત કે જાગીર જે જોઈએ તે માગી લો. વસ્તુપાળે જવાબ દીધો કે નામદાર, ખુદાની મહેરબાનીથી મારી પાસે વાપરવા જેટલું ધન છે અને જાગીર મારે જોઈતી નથી, પણ જો આપ ખરેખર રાજી થયા હો તો અમારા ગુજરાત પર ચડાઈ કરશો નહિ. બાદશાહે આ વાત માન્ય રાખી.

કાકુએ પરદેશી રાજાને પોતાના દેશ પર ચડાઈ કરવા બોલાવી લાવી દેશદ્રોહનું હીચકારું કામ કર્યું, ત્યારે વસ્તુપાળે ધનદોલત જતાં કરી પોતાના દેશને પરદેશી હુમલાથી બચાવી દેશભક્તિનું વખાણવાલાયક કામ કર્યું.

ઈ. સ. ૧૨૩૮માં વીરધવળ મરણ પામ્યો એટલે તેનો પુત્ર વિશળદેવ ધોળકાનો રાણો થયો.

— પ્રશ્નો —

( ૧ ) નીચેનાં અધૂરાં વાક્યો પૂરાં કરીને લખો:—

( ૧ ) વીરધવળે ગોધરા પર ચડાઈ કરી, કારણ કે ____________

( ૨ ) ગોધરાના રાજા ઘુંઘળે વીરધવળ ઉપર સાડી અને મેસની દાબડી મોકલી તેનો અર્થ એ થયો કે ____________

( ૩ ) ____________, તેથી એ રાજાએ જીભ કરડીને આપઘાત કર્યો.

( ૨ ) ગુજરાત પર દિલ્હીનો બાદશાહ ન ચડી આવે માટે વસ્તુપાળે શી યુક્તિ કરી, તે ટૂંકમાં લખો.

# પાઠ ૨૨મો

## વસ્તુપાળ અને તેજપાળ

પાટણમાં આશાશાહ કરીને એક પોરવાડ વાણિયો રહેતો હતો. તેનો બાપ સિદ્ધરાજનો ખજાનચી હતો અને તેના બાપદાદાઓ પણ ગુજરાતના રાજાના કારભારીઓ હતા. આશાશાહ જૈનધર્મ પાળતો. એક વખત તે કથા સાંભળવા ગયો. ત્યાં કુમારદેવી નામની કન્યા પણ કથા સાંભળવા આવેલી. કથા કહેતાં કહેતાં કથા કહેનાર જૈન સાધુ તે કન્યા તરફ વારંવાર જોયા કરતા હતા. આથી કથા પૂરી થઈ, ત્યારે આશાશાહે તે સાધુને પૂછ્યું કે મહારાજ, એ કન્યામાં એવું તે શું હતું, કે તમે વારંવાર એના તરફ જોયા કરતા હતા? સાધુએ જવાબ દીધો કે એ કન્યાના મોં પર એવાં ચિહ્નો છે, કે જેથી તે ધાર્મિક, બુદ્ધિશાળી અને પરાક્રમી પુત્રોની માતા થશે. આ ઉપરથી આશાશાહ કુમારદેવી સાથે પરણ્યો. તેમને વસ્તુપાળ અને તેજપાળ નામે બે પુત્રો થયા.

આ બંને ભાઈઓ બુદ્ધિમાન અને શૂરવીર હતા. તેમની પાસે પુષ્કળ દ્રવ્ય હતું. એક વખત શેત્રુંજયની જાત્રા કરીને આવતાં એ બંને ભાઈ ધોળકા આવ્યા. વીરધવળના રાજગોરે તેમની રાજા સાથે ઓળખાણ કરાવી. તેમની સાથે વાતચીત કરતાં વીરધવળને લાગ્યું કે આવા પુરુષોને પ્રધાન બનાવ્યા હોય તો પોતાનું રાજ્ય વધે, મજબૂત થાય અને પ્રજા સુખી થાય. આમ વિચારી તેણે એ બંને ભાઈઓને પોતાના પ્રધાન થવા કહ્યું. એ ભાઈઓએ જવાબ દીધો કે એક

શરતે અમે તમારા રાજ્યનું પ્રધાનપદ લઈએ. તે શરત એ કે ભવિષ્યમાં તમે અમને કાઢી મૂકો તો અત્યારે અમારી પાસે ૩ લાખ રૂપિયાનું ઝવેરાત છે, તે લઈને અમને જવા દેવા. રાજાએ આ શરત કબૂલ કરી. હવે વીરધવળે તેમને પ્રધાનપદ આપીને વસ્તુપાળને ખંભાત અને ધોળકાની વ્યવસ્થા રાખવાનું કામ સોંપ્યું અને તેજપાળને લડાઈખાતાનો પ્રધાન બનાવ્યો.

કહે છે કે આ ભાઈઓએ એક વખત જાત્રા કરવા જતાં પહેલાં પોતાનું દ્રવ્ય દાટવા એક ઝાડ નીચે ખાડો ખોદ્યો. એ ખાડામાંથી તેમને સોનામહોરો ભરેલા ચરુ જડ્યા. આ બધા દ્રવ્યને ક્યાં રાખવું તેનો તે વિચાર કરતા હતા, ત્યારે તેમની માતાએ કહ્યું કે હવે એ દ્રવ્યને ભોંયમાં ન દાટતાં પર્વતની ટોચ ઉપર એવી રીતે મૂકો કે જેથી તે દ્રવ્ય બધાં જુએ, અને આપણું નામ અમર થાય.

બંને ભાઈઓને આ સલાહ બહુ ગમી, તેથી તેમણે આબુ, ગિરનાર અને શેત્રુંજય પર્વત પર કરોડો રૂપિયા ખરચી આરસપહાણનાં સુંદર નકશીકામવાળાં જૈન દહેરાંઓ બંધાવ્યાં. એમાં આબુનાં દહેરાં અતિ રમણીય છે. તેમાંનું કોતરણીકામ એવું તો સરસ છે કે, આ દેશના અને પરદેશના લોકો તે જોવા જાય છે, અને ગુજરાતની જૂના વખતની કોતરણીકળા જોઈને આશ્ચર્યચકિત થાય છે.

— પ્રશ્નો —

( ૧ ) વસ્તુપાળ અને તેજપાળનું વૃત્તાંત ટૂંકમાં લખો.

( ૨ ) નીચે બબ્બે જણની વાતચીત છે. તેમાં એક જણ બોલે છે, તે લખ્યું છે; બીજું જે બોલે છે, તે લખ્યું નથી. જે લખ્યું નથી, તે લખીને એ વાતચીત પૂરી કરો :

अ. ભીમદેવ—ચંદ બારોટ, તમે દરબારમાં આ નિસરણી શા માટે લાવ્યા છો ?

ચંદ બારોટ—

ब. વસ્તુપાળ અને તેજપાળ—

વીરધવળ—ભલે, તમારી શરત મારે કબૂલ છે.

क. વસ્તુપાળ અને તેજપાળ—માતુશ્રી, આ અઢળક ધનને ક્યાં રાખીએ ?

કુમારદેવી—

ड. બાદશાહ મોઇઝુદ્દીન—

વસ્તુપાળ—નામદાર, ખુદાની મહેરબાનીથી મારી પાસે વાપરવા જેટલું ધન છે, અને જાગીર મારે જોઇતી નથી: પણ જો આપ ખરેખર પ્રસન્ન થયા હો, તો અમારા ગુજરાત પર આપ ચડાઈ કરશો નહિ.

બાદશાહ મોઇઝુદ્દીન—

( ૩ ) તમારી સ્લેટમાં નીચે પ્રમાણે કોઠો દોરીને તેમાં અધૂરી રહી ગયેલી હકીકત પૂરો :—

| કોણે ? | શું કર્યું ? |
| --- | --- |
| ——— | વલભિપુરનો નાશ કરાવ્યો. |
| ——— | આબુ પર્વત પર રમણીય દહેરાં બંધાવ્યાં. |
| ——— | સોમનાથ મહાદેવનું દહેરું લૂંટયું. |
| ——— | સિદ્ધહૈમ નામનો વ્યાકરણનો ગ્રંથ લખ્યો. |
| ——— | ગુજરાતમાં કાપડ વણવાનો ઉદ્યોગ દાખલ કર્યો. |

# પાઠ ૨૩મો

## વાઘેલા વંશનો ગુજરાતનો પહેલો રાજા વિશળદેવ

ધોળકાના રાણા વીરધવળને ત્રણ પુત્રો હતા: વીરમદેવ, વિશળદેવ અને પ્રતાપમલ્લ. એમાં પાટવી કુંવર વીરમદેવ અવિચારી અને અભિમાની હતો. વિશળદેવ શાણો અને વિચારવંત હતો. વીરધવળને પોતાના પુત્ર વીરમદેવ સાથે બનતું નહિ, તેથી તેણે પોતાના પ્રધાન વસ્તુપાળની સલાહ લઈને પોતાની પછી વિશળદેવને ગાદીએ બેસાડવાનું ઠરાવ્યું. વીરધવળ મરણ પામ્યો ત્યારે વિશળદેવ વસ્તુપાળની મદદથી ગાદીએ બેઠો, એટલે વીરમદેવે બંડ કર્યું, પણ તેને વસ્તુપાળે હરાવી નસાડી મૂકયો. વીરમદેવને એક ગામ જાગીર તરીકે આપવામાં આવેલું, તે પાછળથી વીરમગામને નામે ઓળખાયું.

વિશળદેવે ઈ. સ. ૧૨૪૩માં પાટણના સોલંકી વંશના રાજા ત્રિભુવનપાળ પાસેથી ગુજરાતનું રાજ્ય જીતી લીધું અને પોતે ગુજરાતની ગાદીએ બેઠો. એટલે હવે તે ધોળકાનો રાણો મટી ગુજરાતનો રાજા થયો. હવે ગુજરાતમાં વાઘેલા વંશના રાજાઓનું રાજ્ય થયું.

વિશળદેવના વખતમાં ગુજરાતમાં લાગલાગટ ત્રણ વર્ષ સુધી દુકાળ પડયા. તે વખતે એણે લોકોને રોજી આપવાને ઘણાં બાંધકામ કરાવ્યાં. દુકાળના વરસોમાં એણે ડભોઈનો અને વિશલનગરનો—એ કિલ્લા બંધાવ્યા, અને લોકોને સોંઘે ભાવે અનાજ તેમજ ઢોરને માટે ઘાસ મળે એવી વ્યવસ્થા કરી.

એ સમયમાં હીરો નામનો એક કુશળ કડિયો હતો. રાજાએ તેને ડભોઈનો કિલ્લો બાંધવાનું કામ સોંપ્યું. રાજાની

માતાને તેનાં નામની એક દાસી હતી. એ તેનાંને હીરાકડિયા સાથે ઘણો સ્નેહ હતો. હીરાએ જ્યારે કિલ્લો બાંધવાનું શરૂ કર્યું, ત્યારે તેનાંએ તેને કહ્યું કે મારું નામ કાયમ રહે એવું કાંઈક કરો. આથી હીરાએ કિલ્લા માટે આણેલા પથ્થરોમાંથી સારા સારા પથ્થરો છૂપી રીતે મોકલી ડભોઈથી સાતેક માઈલ દૂર એક તળાવ બંધાવવાનું કામ શરૂ કર્યું, અને કિલ્લાના કોટ માટે પથ્થરો ખૂટતાં, કોટની દીવાલમાં આજુબાજુ પથ્થરો મૂકી વચ્ચે ઈંટ–માટી પૂરવા માંડી. હીરો રાજાનો માનીતો હતો, તેથી આ વાત રાજાને કહેવાની કોઈની હિંમત ચાલી નહિ.

હવે એવું બન્યું કે એક વખત રાજા જમવા બેઠો હતો, ત્યારે રાજમાતાએ તેને વેડમી પીરસી. રાજાએ પૂછ્યું કે આ વેડમી તમે કેવી રીતે બનાવો છો ? ત્યારે રાજમાતા તક જોઈ બોલ્યાં, કે કેમ કેવી રીતે? તમારો હીરો કડિયો ડભોઈનો કોટ બાંધે છે તેવી રીતે ! હીરો જેમ આજુબાજુ પથ્થર રાખી વચમાં ઈંટ–માટી પૂરી કોટ બનાવે છે, તેમ મેં પણ આજુબાજુનાં રોટલીનાં પડમાં પૂરણ પૂરી વેડમી બનાવી છે.

રાજાએ તપાસ કરી તો આ વાત ખરી માલૂમ પાડી. તેણે આ ગુના બદલ હીરા કડિયાને કોટની દીવાલમાં ચણી લેવાનો હુકમ કીધો, પણ તેને હવા મળે તેટલા માટે તેમાં એક બાકું રાખવા ફરમાવ્યું. રાજાના હુકમ પ્રમાણે હીરાને કોટમાં ચણી લીધો, પણ પેલા બાકા વાટે તેની સ્રી રોજ ઘી રેડી જતી, તે પીને હીરો કોટમાં જીવતો રહ્યો.

આ બનાવ બન્યાને છ માસ વીત્યા, એવામાં કોટના

દરવાજાની એક કમાન ભલભલા કારીગરોથી પણ બરાબર બેઠી નહિ, તેથી કમાન બેસાડવા રાજાએ હીરાને બહાર કઢાવ્યો. હીરાએ કમાન ગોઠવી, પણ થોડી વારમાં તે મરણ પામ્યો.

આજે પણ ડભોઈમાં હીરાને જે દરવાજા આગળ ચણી લીધો હતો, તે જગા હીરા ભાગોળને નામે, અને પેલું તળાવ તેનાં દાસીના નામ ઉપરથી તેનતળાવને નામે ઓળખાય છે.

વિશળદેવ ઈ. સ. ૧૨૬૧માં ગુજરી જતાં તેના પછી તેનો પુત્ર અર્જુનદેવ ગાદીએ આવ્યો.

— પ્રશ્નો —

( ૧ ) ડભોઈનો કિલ્લો અને તેનતળાવ સંબંધી વાત ટૂંકમાં લખો.

( ૨ ) નીચેની બે જણની વાતચીત પૂરી કરીને લખો :—

( अ ) આશાશાહ—મહારાજ, એ કન્યામાં એવું તે શું હતું કે તમે કથા કહેતાં એના તરફ વારંવાર જોયા કરતા હતા ?

જૈન સાધુ—

( ब ) વિશળદેવ—માતુશ્રી, આ વેડમી તમે કેવી રીતે બનાવો છો ?

રાજમાતા—

( ૩ ) તમારી સ્લેટમાં નીચે પ્રમાણે કોઠો દોરી ખાલી જગાએ જરૂરી હકીકત પૂરો :—

**ધોળકાના રાણાઓ**

| રાણાનું નામ | અમલ ચલાવ્યો | | કેટલાં વર્ષ ? |
|---|---|---|---|
| | ઈ. સ. થી | ઈ. સ. સુધી | |
| (૧) અર્ણોરાજ | — | ૧૨૦૦ | ૩૦ |
| (૨) — | — | ૧૨૩૩ | — |
| (૩) વીરધવળ | — | ૧૨૩૮ | — |
| (૪) — | — | — | ૪ |

# પાઠ ૨૪મો

## વાઘેલા વંશનો છેલ્લો રાજા કરણઘેલો

વિશળદેવ પછી ગુજરાતની ગાદીએ અર્જુનદેવ અને સારંગદેવ નામના રાજાઓ થયા. સારંગદેવ પછી ઈ. સ. ૧૨૯૫માં કરણદેવ ગાદીએ બેઠો. કરણદેવ પાટણનો છેલ્લો રજપૂત રાજા હતો. એ શૂરવીર પણ ઉતાવળિયો અને દુરાચરણી હતો, તેથી એ કરણઘેલાને નામે ઓળખાય છે.

કરણને માધવ નામનો બ્રાહ્મણ પ્રધાન હતો. તે પ્રધાનને રૂપસુંદરી નામની રૂપાળી સ્ત્રી હતી. એક વખતે તે કરણની નજરે ચડી અને તેને પોતાની રાણી બનાવવાની કરણને ઇચ્છા થઈ. કરણે રાજ્યને કામે માધવને કચ્છ મોકલ્યો અને રૂપસુંદરીને પકડી લાવવા સિપાઈઓને મોકલ્યા. માધવનો કેશવ નામે ભાઈ રાજાના સિપાઈઓની સામે થયો અને પોતાની ભાભી રૂપસુંદરીનું રક્ષણ કરતાં મરાયો. સિપાઈઓ રૂપસુંદરીને જોરજુલમથી રાજાના મહેલમાં લઈ ગયા.

કચ્છથી પાછાં ફરતાં માધવને આ વાતની ખબર પડી ત્યારે તેના ગુસ્સાનો પાર ન રહ્યો. તે સીધો દિલ્હીના બાદશાહ અલાઉદ્દીન ખીલજી પાસે ગયો અને તેને ગુજરાત પર ચડાઈ કરવા સમજાવ્યો. અલાઉદ્દીનને આ જોઈતું જ હતું, તેથી તેણે પોતાના સરદાર અલફખાનને મોટું લશ્કર આપી ગુજરાત પર ચડાઈ કરવા મોકલ્યો. કરણ પોતાનું સૈન્ય લઈ તેની સામે ગયો, પણ હાર્યો અને પોતાની પુત્રી દેવળદેવીને લઈને

નાશક જિલ્લામાં આવેલા બાગલાણના કિલ્લામાં ભરાયો અને દેવગિરિના રાજાના આશ્રયે રહ્યો.

આ બાજુએ મુસલમાન લશ્કરે પાટણ લૂંટ્યું અને કરણની રૂપાળી રાણી કૌલાદેવીને કેદ પકડી. ત્યારપછી તેમણે ખંભાત લૂંટ્યું અને ત્યાંથી કાફુર નામના એક ખૂબસુરત ગુલામને કેદ પકડયો. મુસલમાન લશ્કરે ધોળકા લૂંટ્યું, સિદ્ધપુર લૂંટ્યું, રુદ્રમાળનું દહેરું તોડી નાખ્યું, અને સોમનાથ મહાદેવનું દહેરું લૂંટી તેમાંની મૂર્તિ ભાંગી નાખી.



અલાઉદ્દીન ખીલજી

રાણી કૌલાદેવીને અલફ્‌ખાન દિલ્હી લઈ ગયો. તે ત્યાં બાદશાહ સાથે પરણી. વખત જતાં કૌલાદેવી અલાઉદ્દીનની માનીતી બેગમ બની, અને ખંભાતથી પકડી આણેલા ગુલામ કાફુર બાદશાહનો માનીતો સરદાર બન્યો.

કરણ રાજા પોતાની પુત્રી દેવળદેવી સાથે બાગલાણના કિલ્લામાં દુઃખના દિવસો ગાળતો હતો. દેવળદેવી હવે પરણવાલાયક ઉંમરની થઈ હતી. તેની અને દેવગિરિના રાજા રામદેવના પુત્ર શંકરદેવ વચ્ચે પ્રેમ થયો. રાજા રામદેવે દેવળદેવીને પોતાના પુત્ર શંકરદેવ સાથે પરણાવવા કરણને કહ્યું, પણ કરણને પોતાની પુત્રી મરાઠા રાજાના પુત્રને આપવાનું ન ગમ્યું, તેથી તેણે ના પાડી.

હવે અલાઉદ્દીને પોતાના સરદાર કાફુરને દક્ષિણમાં જીત કરવા મોકલ્યો. તે વખતે કૈલાદેવીએ બાદશાહને કહ્યું, કે મને મારી દીકરી દેવળદેવી વગર ગમતું નથી, માટે તેને તેના બાપ પાસેથી અહીં લઈ આવવાનું કાપુરને ફરમાવો. આથી બાદશાહે દેવળદેવીને શોધી લાવવાનું કામ પણ કાફુરને સોંપ્યું.

કાફુરે દક્ષિણમાં આવી બાગલાણના કિલ્લાને ઘેરો ઘાલ્યો, એટલે કરણે દેવળદેવીને ન છૂટકે રામદેવના પુત્ર શંકરદેવ સાથે પરણાવવા છૂપી રીતે દેવગિરિ મોકલી આપી; પણ રસ્તામાં મુસલમાન લશ્કરને હાથે દેવળદેવી પકડાઈ. કરણે બે માસ સુધી બાગલાણના કિલ્લામાં રહી પોતાનો બચાવ કીધો, પણ આખરે તે હાર્યો અને કિલ્લો છોડી નાસી ગયો.

કાપુર દેવળદેવીને દિલ્હી લઈ ગયો. ત્યાં બાદશાહનો પુત્ર ખીજરખાન તેની સાથે પરણ્યો.

કરણને તેનાં કર્મનું ફળ મળ્યું. તેણે પોતાની રાણી બનાવવા પ્રધાનની સ્ત્રી ઉપર જુલમ કર્યો, ત્યારે તેની સ્ત્રી અને પુત્રી મુસલમાનની સ્ત્રી બન્યાં.

છેવટે ગુજરાતનો છેલ્લો રજપુત રાજા કરણ રવડી રઝળીને મરણ પામ્યો, અને ગુજરાત દિલ્હીના મુસલમાન બાદશાહોના હાથમાં ગયું. આ બનાવ ઈ. સ. ૧૩૦૪માં બન્યો.

## — પ્રશ્નો —

(૧) ગુજરાતના છેલ્લા રજપૂત રાજા કરણે રાજ્ય શી રીતે ગુમાવ્યું, તે ટૂંકમાં લખો.

(૨) અ. કોણ ?—મીનળદેવી. સુરપાળ. સિદ્ધરાજ. કાકુ. જસમા. ભીમદેવનો કુંવર મૂળરાજ. વસ્તુપાળ. મૂળરાજ. દેશળ અને વિશળ. શીલાદિત્ય. ક્ષેમરાજ. કૈલાદેવી.

**બ.** કેવું ?—દેશભક્ત. દેશદ્રોહી. નિમકહલાલ. નિમકહરામ. ન્યાયી. અન્યાયી. પતિવ્રતા. અપતિવ્રતા. દયાળુ. ઘાતકી. માતૃભક્ત. પિતૃભક્ત.

નીચે પ્રમાણે કોઠો દોરી, ઉપર **અ** માં જે નામ આપ્યાં છે, તેમાંથી પહેલું નામ પહેલા ખાનામાં લખો. તે કેવું હતું, તે **બ** માંથી શોધીને તેની સામે બીજા ખાનામાં લખો. એવું કેમ કહેવાય તે ત્રીજા ખાનામાં લખો. એ પ્રમાણે **અ**માંનાં બધાં નામ માટે લખો:—

| કોણ ? | કેવું ? | કેમ ? |
|---|---|---|
| | | |

( ૩ ) નીચે પ્રમાણે કોઠો દોરી તેમાં અધૂરી રહેલી હકીકત પૂરો :—

**વાઘેલા વંશ**

| રાજાનું નામ | અમલ ચલાવ્યો | | કેટલાં વર્ષ ? |
|---|---|---|---|
| | ક્યાંથી | ક્યાં સુધી | |
| વિશળદેવ | ૧૨૪૩ | — | ૧૮ |
| ——— | — | ૧૨૭૪ | — |
| સારંગદેવ | ૧૨૭૪ | ૧૨૯૫ | — |
| ——— | — | ૧૩૦૪ | — |

## પાઠ ૨૫મો

### ગુજરાતમાં દિલ્હીના મુસલમાન સૂબાઓનો અમલ

અલાઉદ્દીને કરણનું રાજ્ય જીતી લીધું ત્યારથી ગુજરાત દિલ્હીના બાદશાહોના કબજામાં આવ્યું. અલાઉદ્દીને ઈ. સ. ૧૩૦૪માં અલફખાનને ગુજરાતના સૂબા તરીકે મોકલ્યો ત્યારથી તે ઈ. સ. ૧૪૦૩ સુધીમાં ગુજરાતમાં દિલ્હીના મુસલમાન બાદશાહના સૂબાઓએ અમલ ચલાવ્યો. એ સો વર્ષમાં ચૌદ સૂબા થઈ ગયા.

આ સૂબા દિલ્હીના બાદશાહને દર વર્ષે ખંડણી ભરતા. ઘણી વખત તો જે વધારે ખંડણી આપવા કબૂલ કરે, તેને સૂબાની જગા મળતી. આમ થતું, તેથી દરેક નવો સૂબો આવે તે નવા કર નાખ્યા કરતો. આથી ગુજરાતના લોકોને ભારે કર ભરવો પડયો.

વળી, દિલ્હીના બાદશાહે ગુજરાત આખું જીત્યું ન હતું. ગુજરાતમાં ઘણા નાના નાના ઠાકોરો રાજ્ય કરતા હતા. તે વારંવાર મુસલમાન સૂબાઓની સામે થતા. જેમનાં રાજ્ય મુસલમાન જીતી લે, તે રજપૂત રાજાઓ બળવો કરતા કે બહારવટે નીકળતા. આમ ગુજરાતની પ્રજાને મુસલમાનો અને રજપૂત રાજાઓ લૂંટતા. આવા અમલને લીધે ગુજરાતની પ્રજા બહુ દુ:ખી થઈ અને તેના વેપાર, ધંધા અને હુન્નર ભાંગી પડયા.

ગુજરાતનો છેલ્લો સૂબો ઝફરખાન નામે થયો. તેના વખતમાં દિલ્હીના બાદશાહ પર તૈમુરલંગ નામના પરદેશી

મુસલમાને ચડાઈ કરી. દિલ્હીનો બાદશાહ હાર્યો અને તૈમુરે દિલ્હી લૂંટયું. આથી દિલ્હીના બાદશાહની સત્તા ઓછી થઈ. આ તકનો લાભ લઈ ગુજરાતના સૂબા ઝફરખાને દિલ્હીના બાદશાહની સત્તા નાકબૂલ કરી અને ઈ. સ. ૧૪૦૩માં પોતાના પુત્ર તાતારખાનને મહંમદશાહ નામ આપી ગુજરાતનો સ્વતંત્ર સુલતાન બનાવ્યો.

## — પ્રશ્નો —

નીચેના ફકરાઓ ખાલી જગાએ યોગ્ય શબ્દ પૂરીને લખો :—

ઈ. સ. ______ થી ______ સુધીનાં ______ વર્ષમાં ગુજરાત પર દિલ્હીના મુસલમાન સૂબાઓએ અમલ ચલાવ્યો. તેમના વખતમાં ગુજરાતની ______ ને ભારે ______ ભરવો પડયો. નાના રજપૂત રાજાઓએ ઘણા ______ કર્યા, તેથી ગુજરાતના વેપાર, ધંધા અને ______ પડી ભાંગ્યા.

______ લગે દિલ્હીના ______ ને હરાવ્યો, તેથી તેની ______ ઓછી થઈ, એટલે ______ ના સૂબા ______ પોતાના દીકરા ______ ને ______ નામ આપીને ઈ. સ. ૧૪૦૩માં ગુજરાતનો સ્વતંત્ર ______ બનાવ્યો.

# પાઠ ૨૬મો

## ગુજરાતના સ્વતંત્ર સુલતાનો

### અહમદશાહ પહેલો

ગુજરાતનો પહેલો સુલતાન મહંમદશાહ અવિચારી હતો. તેણે પોતાને ગાદીએ બેસાડનાર પિતા ઝફરખાનને કેદ કર્યો અને દિલ્હીના બાદશાહ પર ચડાઈ કરી; પણ રસ્તામાં એના બાપના મિત્રે એને ઝેર દઈને મારી નાખ્યો.

હવે ઝફરખાન કેદખાનામાંથી છૂટયો અને મુઝફ્ફરશાહ નામ ધારણ કરી પાટણની ગાદીએ બેઠો. મુઝફ્ફરશાહને અહમદખાન નામનો પૌત્ર હતો. તે અત્યારે ૨૧ વર્ષનો હતો. તેને, મુઝફ્ફરશાહે અશાવળની આસપાસ કોળી લોકો લૂંટ કરતા હતા, તેમને વશ કરવા લશ્કર આપી મોકલ્યો.

અહમદને એવો વહેમ હતો કે તેના બાપ મહંમદ-શાહને તેના દાદા મુઝફ્ફરશાહે ઝેર દેવડાવ્યું છે. આથી પાટણની બહાર જઈને તેણે મુસલમાન પંડિતોને ભેગા કરી પૂછયું, કે કોઈ માણસે એક માણસના બાપને મારી નાખ્યો હોય અને મરનાર માણસનો પુત્ર તેના બાપનું વેર લેવાને પેલા ખૂનીને મારી નાખે, તો આપણા ધર્મ પ્રમાણે એ ગુનો ગણાય કે નહિ? વિદ્વાનોએ કહ્યું કે એ ગુનો ન ગણાય. એટલે અહમદશાહ સૈન્ય સાથે પાછો ફર્યો અને સીધો મુઝફ્ફરશાહ પાસે ગયો. તેણે મુઝફ્ફરશાહને ઝેરનો પ્યાલો પીવાની ફરજ પાડી. ઘરડા બાદશાહ મુઝફ્ફરે કહ્યું કે, બેટા, તું નકામી ઉતાવળ કરે છે, આ રાજ્ય તારું જ છે; પણ મારી તને છેલ્લી શિખામણ છે, કે તને આવી સલાહ આપી હોય તેને મારી નાખજે અને કોઈ દિવસ દારૂ પીશ

નહિ. આટલું કહી તે ઝેરનો પ્યાલો પી ગયો અને મરણ પામ્યો. એટલે અહમદ, અહમદશાહ નામ ધારણ કરી ગાદીએ બેઠો.

અહમદશાહ ગાદીએ બેઠો કે તરત જ વડોદરા, સુરત અને ભરુચના હાકેમોએ બંડ કર્યાં. એણે તે તરતજ શમાવી દીધાં.

એક વખત અહમદશાહ સાબરમતીને કાંઠે અશાવળ આગળ શિકાર કરતો હતો. એવામાં નદીની બખોલમાંથી એક સસલું નીકળ્યું અને તે એના શિકારી કૂતરાની સામે થયું. આ જોઈ બાદશાહે વિચાર્યું કે આ જગાએ શહેર વસાવવામાં આવે તો તેના માણસો પણ ઘણા બહાદુર નીવડે. આમ વિચારી પોતાના ગુરુ અહમદ ગંજબક્ષની સલાહથી ઈ. સ. ૧૪૧૨માં તેણે એ જગાએ અહમદાબાદ (હાલનું અમદાવાદ) શહેર વસાવ્યું. આ ઉપરથી કહેવત પડી છે, કે 'જબ કુત્તે પર સસ્સા આયા, તબ બાદશાહને શહર બસાયા.'

હવે અહમદશાહે પાટણને બદલે અમદાવાદને રાજનગર બનાવ્યું. એ બાદશાહે અમદાવાદનો કોટ બંધાવ્યો, ભદ્રનો કિલ્લો બંધાવ્યો અને જુમ્મા મસ્જીદ બંધાવી. અત્યારે અમદાવાદમાં જે જગા માણેકચોક કહેવાય છે, ત્યાં માણેકનાથ સાધુનું સ્થાનક હતું. બાદશાહે એ સાધુનો ચમત્કાર જોઈ તે રહેવા દીધું. એ શહેરમાં કારીગરો વસાવી તેણે તેને આબાદ કીધું.

હવે અહમદશાહે સોરઠ, ઈડર અને ચાંપાનેરના રાજાને તેમ જ માળવાના સુલતાન હુસંગને હરાવી તાબે કર્યાં. ઈડરના રાજ્ય ઉપર દેખરેખ રાખવાને તેણે અહમદનગરનો અને માળવાના રાજ્ય ઉપર દેખરેખ રાખવાને દાહોદનો કિલ્લો બંધાવ્યો. તેણે માહીમ પણ જીત્યું. આમ એનું રાજ્ય ઉત્તરમાં

રજપૂતાનાથી દક્ષિણમાં માહીમ સુધી અને પૂર્વમાં માળવાથી પશ્ચિમમાં જૂનાગઢ સુધી ફેલાયું.

આ સુલતાને ગુજરાતના વેપાર-ઉદ્યોગને ઉત્તેજન આપ્યું, ને સારા અમલદારો નીમી રૈયતને સુખી કરી, એ સુલતાનના ન્યાયીપણા વિષે એક એવી વાત છે, કે એક વખતે એના જમાઈએ એક માણસનું ખૂન કર્યું. કાઝીએ સુલતાનના જમાઈને દંડ કરી છોડી મૂક્યો. સુલતાનને જ્યારે આ વાતની ખબર પડી, ત્યારે તેણે પોતાની પ્રજાને ન્યાય આપવા ખાતર પોતાના જમાઈને પણ શૂળી દેવડાવી.

જ્યારે માણસ ઘરડો થાય છે, ત્યારે તેને તેનાં પાપ-કર્મનો પસ્તાવો થાય છે. પોતાના દાદાને મારી નાખ્યો હતો તેથી અહમદશાહને પણ મર્યો ત્યાં સુધી પસ્તાવો થયો. આ સુલતાન ઈ. સ. ૧૪૪૧માં મરણ પામ્યો.

## — પ્રશ્નો —

નીચેનાં વાક્યો, ખાલી જગાએ યોગ્ય શબ્દ પૂરીને અને તેમાં જે અધૂરાં હોય તે પૂરાં કરીને લખો :—

(૧) મૂળરાજે ______ મારીને અને અહમદખાને ______ મારી રાજ્ય લીધું.

(૨) અહમદશાહના શિકારી કૂતરા સામે ______ થયું, તે જગાએ એણે ______ વસાવ્યું.

(૩) અહમદશાહે ______, ______, ______, અને ______ નાં રાજ્યો જીત્યાં.

(૪) એણે પોતાના જમાઈને શૂળી દેવડાવી, કારણ કે ______

(૫) એણે ઈડરના રાજ્ય ઉપર દેખરેખ રાખવાને ______ નો કિલ્લો અને ______ ના રાજ્ય ઉપર દેખરેખ રાખવાને દાહોદનો કિલ્લો બંધાવ્યો.

## પાઠ ૨૭મો
## વરસોજી અને જેતોજી

વરસોજી અને જેતોજી એ બે ભાઈઓ કરણઘેલાના કુટુંબી હતા. તેમની જાગીર અહમદશાહે જપ્ત કરી હતી, તેથી તે બંને ભાઈઓ બહારવટે નીકળ્યા. તેમણે ધાડ પાડીને અને લૂંટ કરીને અહમદશાહની રૈયતને હેરાન કરવા માંડી, પણ અહમદશાહે તેમની જાગીર તેમને પાછી આપી નહિ.

એક વખત અહમદશાહની બેગમ સરખેજ પાસે મકબરાને રોજે પીરની કબરનાં દર્શને ગઈ હતી. ત્યાંથી બેગમ પાછી ફરતી હતી તે વખતે લાગ જોઈ ને એ બંને ભાઈઓએ પોતાના સાથીઓની મદદથી તેનો રથ ઘેર્યો, એટલે બેગમ ગભરાઈ ગઈ. ત્યારે વરસોજી બોલ્યો કે, બેગમ સાહેબા, ગભરાશો નહિ. અમે ક્ષત્રિય છીએ. તમે અમારી બેન જેવાં છો. તમને અમે ઊની આંચ નહિ આવવા દઈએ. પણ સુલતાન અમારી જાગીર અમને પાછી આપતા નથી, તેથી અમે તમને પકડી જઈશું. આ સાંભળી બેગમ બોલી, કે તમે મને પકડી જશો તો એમાં સુલતાનની અને મારી બંનેની આબરૂ જશે. મને જવા દો. હું સુલતાનને વીનવી તમને તમારી જાગીર પાછી અપાવીશ.

આથી વરસા–જેતાએ બેગમને જવા દીધી અને બેગમે સુલતાન પાસે બંને ભાઈઓને તેમની જાગીર પાછી અપાવી. સુલતાને તેમને અમદાવાદમાં રાખ્યા. એ બંને ભાઈઓને લાલાં નામની એક રૂપાળી બેન હતી. તેને તેમણે રાજીખુશીથી અહમદશાહને પરણાવી.

તે વખતે રાજકુટુંબના માણસો સિવાય કોઈથી છત્રી ઓઢીને ફરાતું નહિ. આથી તાપ ન લાગે માટે એક દિવસ

અપોરને વખતે બિહોલનો ઠાકોર સામન્તસિંહ માથે ધોતિયું ઓઢીને જતો હતો. વરસોજીએ તેને સુલતાનના મહેલની બારીમાંથી જોયો, એટલે તેણે મશ્કરી કરી કે આ કોણ



વરસોજી અને જેતોજી અહમદશાહની બેગમનો રથ રોકે છે.

માથાઢંકો જાય છે? આ સાંભળી બિહોલના ઠાકોરે જવાબ દીધો, કે હું શું કરવા માથું ઢાંકું? માથું ઢાંકે તે, કે જેણે પોતાની બેનદીકરીઓ મુસલમાન વેરે પરણાવી હોય!

વરસોજીને આથી ખૂબ રીસ ચડી. તેણે અહમદશાહને સામન્તસિંહની દીકરી વેરે પરણવા ચડાવ્યો. સુલતાને સામન્તસિંહની પાસે તેની પુત્રીનું માગું કીધું. પહેલાં તો સામન્તસિંહે ના પાડી, પણ પછી વાત કબૂલ કરી.

ત્યારપછી સામન્તસિંહે બિહોલ જઈ કિલ્લો સમરાવ્યો, લડાઈનાં સાધનો અને દારૂખાનાનો સંગ્રહ કર્યો અને પોતાની દીકરીને ઇડરના રાવ સાથે પરણાવી દીધી. આથી અહમદશાહે બિહોલ પર ચડાઈ કરી. સામન્તસિંહ અને તેનું રજપૂત લશ્કર બહાદુરીથી લડ્યું, પણ બળવાન મુસલમાન સૈન્ય આગળ મુઠીભર રજપૂતો ઝાઝો વખત ટકી શકયા નહિ. સામન્તસિંહ હાર્યો અને બહારવટે નીકળ્યો. તેણે બાર વર્ષ સુધી બહારવટું કર્યું. આખરે સુલતાને તેને તેની જાગીર પાછી સોંપી.

— પ્રશ્નો —

(૧) વરસોજી અને જેતોજીના બહારવટાની વાત ટૂંકમાં લખો.

(૨) નીચેની હકીકત ટૂંકમાં લખો:—

**અ** અહમદશાહ—આ ઝેરનો પ્યાલો ગુપચુપ પી જાઓ.

મુઝફ્ફરશાહ—

અહમદશાહ—કારણ કે તમે મારા પિતાનું ખૂન કરાવ્યું છે.

મુઝફ્ફરશાહ—

અહમદશાહ—ના, એમાં જરાએ પાપ નથી. મુસલમાન પંડિતોની સલાહ લઈને હું આ કામ કરું છું.

મુઝફ્ફરશાહ—

**બ** વરસોજી—આ કોણ માથાઢંકો જાય છે?

બિહોલનો ઠાકોર—

# પાઠ ૨૮મો

## મહમૂદ બેગડો

અહમદશાહ પછી અમદાવાદની ગાદીએ ત્રણ સુલતાનો થયા : (૧) મહમદશાહ, (૨) કુતુબશાહ, (૩) દાઉદશાહ. કુતુબશાહે અમદાવાદની પાસે હોજેકુત્બ બંધાવ્યો, જે અત્યારે કાંકરિયા તળાવના નામથી ઓળખાય છે.

દાઉદશાહ પછી ઈ. સ. ૧૪૫૯માં તેનો દીકરો મહમૂદ બેગડો ગાદીએ બેઠો. એ ગાદીએ બેઠો તે વખતે તેની ઉંમર ૧૪ વર્ષની હતી. એની કાચી ઉંમરને લીધે એના સરદારોએ બંડ કર્યું, પણ એણે તે શમાવી દીધું. ત્યાર પછીના આઠ વર્ષ એણે પોતાનું લશ્કર વધારવામાં અને રાજ્ય મજબૂત કરવામાં ગાળ્યાં.

એણે જૂનાગઢ અને પાવાગઢના એમ બે ગઢ જીત્યા, તેથી એનું નામ મહમૂદ બેગડો પડ્યું.

એ વખતે જૂનાગઢમાં રા'માંડળિક નામે રાજા રાજ્ય કરતો હતો. ભક્ત કવિ નરસિંહ મહેતા એના વખતમાં થઈ ગયા. માંડળિકે તેમને ઘણું દુઃખ દીધેલું. રા'માંડળિક ઉપર મહમૂદે ત્રણ વખત ચડાઈ કરી. છેલ્લી ચડાઈ વખતે મહમૂદે રા'ને કેદ કર્યો અને અમદાવાદ આણ્યો. રા'માંડળિકે મુસલમાની ધર્મ સ્વીકાર્યો અને તેનું નામ ખાનજહાન પાડવામાં આવ્યું. અહીં ખાનજહાને મુસલમાની ધર્મનો અભ્યાસ કર્યો અને પવિત્ર પુરુષ તરીકે આબરૂ મેળવી. એ મરી ગયો ત્યારે પીર તરીકે મનાયો. એની કબર અમદાવાદમાં માણેકચોકની એક દુકાનમાં છે.

જૂનાગઢ રાજ્ય ખાલસા કર્યા પછી મહમૂદે કચ્છ, શિરોહી અને ઇડર પર ચડાઈ કરીને ત્યાંના હાકેમોને વશ કર્યા. પછી તેણે દ્વારકા પર ચડાઈ કરીને દ્વારકાનો કિલ્લો જીત્યો, તે નગર કબજે કીધું અને જેટલા હાથ આવ્યા તેટલા બધા ચાંચિયાઓને મારી નાખ્યા. પછી એણે દીવ બંદરના ફીરંગીઓને પણ હરાવ્યા.

ઈ. સ. ૧૪૮૩માં તેણે ચાંપાનેર પર ચડાઈ કરી. ત્યાં પતાઈ રાવળ નામનો રાજા રાજ્ય કરતો હતો. મહમૂદની સામે થવા તેણે ચાંપાનેરનો કિલ્લો સમરાવ્યો, કિલ્લાની આસપાસ ખાઈ સમરાવી અને અનાજપાણી તથા લડાઈની સામગ્રીનો સંગ્રહ કર્યો. મહમૂદે ચાંપાનેરને દોઢ વર્ષ સુધી ઘેરો ઘાલ્યો. આખરે પતાઈ રાવળ હાર્યો અને મરાયો. મહમૂદે ચાંપાનેર ખાલસા કર્યું. એ નગરનું નામ તેણે મહમૂદાબાદ પાડયું. વળી તેણે વાત્રક નદીને કાંઠે એક શહેર વસાવ્યું. તે મહેમદાવાદ નામે ઓળખાય છે. તે નગરની પાસે તેણે ભમરિયો કૂવો બંધાવ્યો. વળી તેણે સરખેજમાં શેખ અહમદ ગંજબક્ષની કબર, એક તળાવ અને મહેલ બંધાવ્યાં.

આ સુલતાનને બાંધકામ અને ફળફૂલનો બહુ શોખ હતો. તેણે ઘણી મસીદો અને મુસાફરખાનાં બંધાવ્યાં. એનું જોઈને એના અમીર–ઉમરાવોએ પણ ઘણાં મકાનો બંધાવ્યાં. શાહઆલમનો રોજો, દરિયાખાનનો ઘુમટ, અડાળજ અને દાદાહરિની વાવ એના વખતમાં બંધાયાં. વળી એણે અમદાવાદથી મહેમદાવાદ સુધીના રસ્તા પર ફળાઉ ઝાડ રોપાવ્યાં.

એના અમલમાં ચોર–લૂંટારાનો ભય નાબૂદ થયો. ગુજરાતની પ્રજાના વેપાર–ધંધા વધ્યા અને તે આબાદ થઈ.

કહેવાય છે કે નાનપણમાં એ સુલતાનને એની માએ જરા જરા ઝેર ખવડાવ્યા કરેલું. તે એટલા માટે કે કોઈ એને ઝેર ખવડાવે તો એ મરી ન જાય. આથી મહમૂદને ખોરાક બહુ જોઈતો. એમ કહે છે, કે તેને માટે રોજ એક મણ ખોરાક તૈયાર થતો. સવારમાં નમાજ પડીને તે એક વાડકો મધ અને એક વાડકો ઘી પી જતો. પછી તે ૨૫૦ કેળાં ખાઈ જતો. રાતમાં પણ તે ભૂખ્યો થઈ જતો, માટે તેના પલંગ નીચે ખાવાનું ઢાંકી મૂકવું પડતું.

ગુજરાતના મુસલમાનોમાં સૌથી વધારે પરાક્રમી આ સુલતાન ઈ. સ. ૧૫૧૩માં મરણ પામ્યો.

## — પ્રશ્નો —

( ૧ ) નીચેનો ફકરો, ખાલી જગાએ યોગ્ય શબ્દો પૂરીને લખો :—

મહમૂદ બેગડો ઈ. સ. ______ માં ______ વર્ષની ઉંમરે ગાદીએ બેઠો. એણે ______ અને ______ જીત્યા, તેથી એ બેગડો કહેવાયો. એણે ______ નગર વસાવ્યું. એણે ______ અને દ્વારકા જીત્યાં, અને દીવ બંદરના ______ હરાવ્યા. એને મકાનો બાંધવાનો અને ______ નો બહુ શોખ હતો. એને બાળપણમાં એની માએ થોડું થોડું ______ ખવડાવેલું, તેથી રોજ એને ______ મણ ખોરાક જોઈતો. આ સુલતાન ઈ. સ. ______ માં મરણ પામ્યો.

( ૨ ) નીચેના બનાવ, સમયના ક્રમ પ્રમાણે, એકની નીચે બીજો એમ લખો:—

અમદાવાદ વસ્યું. પતાઈ રાવળ હાર્યો. પંચાસર નાશ પામ્યું. મહમૂદ ગીઝનીએ સોમનાથનું દહેરું લૂંટ્યું. દેલવાડાનાં દહેરાં બંધાવ્યાં. રાખેંગાર મરાયો. મૂળરાજ ગાદીએ આવ્યો. ઝફરખાન ગુજરાતનો સુલતાન થયો.

## પાઠ ૨૯મો

### દિલ્હીના મોગલ પાદશાહોનો ગુજરાત પર અમલ

મહમૂદ બેગડાના મરણ પછી ૬૦ વર્ષમાં ગુજરાતની ગાદીએ સાત મુસલમાન સુલતાનો થયા. તેમાં બહાદુરશાહ નામના સુલતાનને માળવા, અહમદનગર, બાગલાણ વગેરેના રાજાઓ સાથે દોસ્તી હતી. તેણે ચિતોડ પર ચડાઈ કરી. તે વખતે ચિતોડનો રાજકુંવર નાનો હોવાથી તેની માતા કરણાવતી અમલ ચલાવતી હતી. તેણે દિલ્હીના મોગલ પાદશાહ હુમાયુની મદદ માગી. હુમાયુએ બહાદુરશાહને હરાવ્યો, ગુજરાત કબજે કર્યું અને પોતાના ભાઈને ગુજરાતનો સૂબો નીમ્યો. હુમાયુ દિલ્હી ગયો, એટલે મોગલ સૂબાને હરાવી બહાદુરશાહે પોતાનું રાજ્ય પાછું મેળવ્યું; પણ થોડા વખત પછી દીવના ફીરંગી લોકોએ બહાદુરશાહને કપટ કરી મારી નાખ્યો.

ગુજરાતનો છેલ્લો સ્વતંત્ર સુલતાન મુઝફ્ફરશાહ ત્રીજો હતો. તેની પાસેથી દિલ્હીના મોગલ બાદશાહ અકબરે ઈ. સ. ૧૫૭૩માં ગુજરાત જીતી લીધું. ત્યારથી ઈ. સ. ૧૭૫૭ સુધી ગુજરાત મોગલ શહેનશાહતની હકૂમત નીચે રહ્યું.

અકબરે ગુજરાતમાં સારા સૂબાઓ નીમ્યા, હિંદુ–મુસલમાનોને સરખા હક આપ્યા, પોતાના ટોડરમલ નામના પ્રધાન પાસે ખેડૂતોને ભરવાનું મહેસૂલ નક્કી કરાવ્યું અને ગુજરાતમાં શાંતિ સ્થાપી.

અકબર પછી તેનો પુત્ર જહાંગીર ઈ. સ. ૧૬૦૫માં દિલ્હીની ગાદીએ બેઠો. તેણે ગુજરાતનાં મોટાં શહેરોની મુલાકાત લીધી. સુરતમાં તેણે એક મુસાફરખાનું બંધાવ્યું. અત્યારે તેમાં મ્યુનિસિપાલિટીની કચેરી છે. જહાંગીર અમદાવાદ ગયો, પણ ત્યાંની ગરમ હવા તેને માફક નહિ આવી, તેથી અમદાવાદને તે 'બીમારીસ્તાન' એટલે રોગની જગા કહેતો. એના વખતમાં સર ટોમસ રો નામનો ઇંગ્લંડના રાજાનો વકીલ સુરત બંદરે ઊતર્યો. ઇંગ્લંડના રાજાએ તેને મોગલ બાદશાહ પાસે પોતાની પ્રજાને હિંદુસ્તાનમાં વેપાર કરવાના હક લેવા મોકલ્યો હતો. જહાંગીર બાદશાહે અંગ્રેજ પ્રજાને હિંદમાં વેપાર કરવાને કેટલાક હક આપ્યા.



અકબર

જહાંગીર બાદશાહે પોતાના શાહજાદા શાહજહાંને ગુજરાતના સૂબા તરીકે મોકલ્યો હતો. શાહજહાંએ સાબરમતીને તીરે શાહીબાગ બંધાવ્યો. તેમાં હાલ આપણા વિભાગના કમિશ્નર રહે છે.

ઈ. સ. ૧૬૨૭માં જહાંગીર પછી શાહજહાં દિલ્હીનો બાદશાહ થયો. તેના વખતમાં ગુજરાતની આબાદી વધી. ઈ. સ. ૧૬૫૮માં જહાંગીરનો પુત્ર ઔરંગઝેબ પાદશાહ થયો. તે ધર્માંધ મુસલમાન હતો. તેણે મુસલમાન સિવાયની બધી પ્રજા પર ભારે કર નાખ્યા અને હિંદુઓને ઊંચી નોકરી આપી નહિ, તેથી તે હિંદુ પ્રજામાં અપ્રિય થઈ પડયો.

ઔરંગઝેબ પછીના મોગલ બાદશાહો નબળા હતા. તેમના વખતમાં ઠામ ઠામ બળવા થવા લાગ્યા. એ અરસામાં ગુજરાતની દક્ષિણે આવેલા મહારાષ્ટ્રમાં એક બળવાન મરાઠી રાજ્ય સ્થપાયું હતું. એ રાજ્યના મરાઠા સરદારોએ ગુજરાત જીતી લીધું.

— પ્રશ્નો —

નીચેનાં વાકય ખાલી જગાએ યોગ્ય શબ્દ પૂરીને અને અધૂરાં વાકય હોય તે પૂરાં કરીને લખો:—

( ૧ ) ગુજરાતના છેલ્લા સુલતાન ________ પાસેથી મોગલ બાદશાહ ________ ઈ. સ. ________ માં ગુજરાત જીતી લીધું.

( ૨ ) જહાંગીર બાદશાહ અમદાવાદને "બીમારીસ્તાન" કહેતો, કેમકે–

( ૩ ) સર ટોમસ રો ________ ના રાજાનો ________ હતો. તે ઈ.સ. ૧૬૧૫માં અંગ્રેજ પ્રજા માટે હિંદુસ્તાનમાં વેપાર કરવાના હક મેળવવા ________ બાદશાહ પાસે આવ્યો.

## પાઠ ૩૦મો

### ગુજરાતમાં મરાઠી રાજ્ય

દિલ્હીના મોગલ બાદશાહ ઔરંગઝેબના વખતમાં મહારાષ્ટ્રમાં શિવાજી નામના એક મરાઠી સરદારે મજબૂત હિંદુ રાજ્ય સ્થાપ્યું હતું. ઔરંગઝેબે શિવાજીને હરાવવા ભારે પ્રયત્ન કર્યો, પણ તે શિવાજીને હરાવી શકયો નહિ. એ શિવાજીએ બે વાર સુરત લૂંટયું.

શિવાજી પછી તેનો પુત્ર સંભાજી અને તેના પછી તેનો પુત્ર શાહુ દક્ષિણના મરાઠી રાજ્યની ગાદીએ આવ્યા. શાહુના વખતમાં રાજ્યની બધી સત્તા તેના બ્રાહ્મણ પ્રધાનના હાથમાં આવી. આ બ્રાહ્મણ પ્રધાન પેશ્વા કહેવાતો. એ પેશ્વાએ જુદા જુદા મરાઠી સરદારોને આજુબાજુના દેશ જીતવા મોકલ્યા. એ મરાઠી સરદારો જીતેલા મુલકની ચોથ એટલે ઊપજનો ચોથો ભાગ પેશ્વાને મોકલી આપતા. ધીમે ધીમે એ મરાઠી સરદારો જે મુલકમાં ચોથ ઉઘરાવતા તે મુલકના સ્વતંત્ર રાજા જેવા થઈ ગયા. આવી રીતે પિલાજી ગાયકવાડ નામના મરાઠી સરદારે ઈ. સ. ૧૭૩૧માં વડોદરામાં પોતાની ગાદી સ્થાપી. આથી ગાયકવાડ અને પેશ્વાને લડાઈઓ થવા લાગી. છેવટે ઈ. સ. ૧૭૫૭માં ગાયકવાડ અને પેશ્વાએ એક બીજા સાથે સલાહ કરી મોગલ સૂબા પાસેનો ગુજરાતનો મુલક જીતી લીધો. આમ ગુજરાતમાંથી મોગલ સત્તા નાશ પામી અને મરાઠી સત્તા સ્થપાઈ. હવે ગુજરાતના અમુક ભાગ પર પેશ્વાની અને બાકીના ભાગ પર ગાયકવાડની સત્તા હતી.

ઈ. સ. ૧૮૧૮માં કંપની સરકારે છેલ્લા પેશ્વાને હરાવી તેનો મુલક ખાલસા કર્યો, એટલે ગુજરાતમાંથી પેશ્વાની સત્તા નાબૂદ થઈ, પણ ગાયકવાડે કંપની સરકાર સાથે દોસ્તી બાંધી હતી એટલે તેની સત્તા કાયમ રહી.



સયાજીરાવ ગાયકવાડ

હાલમાં વડોદરાની ગાદીએ મહારાજા પ્રતાપસિંહરાવ ગાયકવાડ રાજ્ય કરે છે. તેમણે સારી કેળવણી લીધેલી છે. તેઓ તેમના દાદા સ્વર્ગસ્થ સયાજીરાવ ગયાકવાડની માફક પ્રજાના હિત માટે સારા કાયદા ઘડે છે અને પ્રજા સુખી થાય તે મુજબ અમલ કરે છે.

## — પ્રશ્નો —

નીચેનો ફકરો ખાલી જગાએ યોગ્ય શબ્દ પૂરીને લખોઃ—

મહારાષ્ટ્રમાં ______ એ બળવાન મરાઠી રાજ્ય સ્થાપ્યું. મોગલ બાદશાહ ______ શિવાજીને જીતી શક્યો નહિ. શિવાજી પછી મરાઠી રાજ્યની ગાદીએ ______ અને ______ આવ્યા. શાહુના વખતમાં રાજ્યની બધી સત્તા તેના બ્રાહ્મણ ______ ના હાથમાં આવી. એ ______ પેશ્વા કહેવાતા. તેમણે ______ સરદારોને આજુબાજુના પ્રદેશમાં ______ ઉઘરાવવા મોકલ્યા. ______ ગાયકવાડે ઈ. સ. ૧૭૩૧માં ______ માં ગાદી સ્થાપી. ગાયકવાડ અને ______ એ મળીને ______ પાસેથી ઈ. સ. ૧૭૫૭માં ગુજરાતનો મુલક જીતી લીધો. પેશ્વાનું ગુજરાતમાં રાજ્ય ______ સરકારે ઈ. સ. ______ માં જીતી લીધું ત્યારથી ગુજરાતમાં ______ નો અમલ થયો.

# પાઠ ૩૧મો

## ગુજરાતમાં અંગ્રેજી રાજ્ય

ઈ. સ. ૧૬૦૦માં હિંદુસ્તાન સાથે વેપાર કરવા ઇંગ્લંડમાં વેપારીઓની એક કંપની સ્થપાઈ. મોગલ બાદશાહ જહાંગીરે તે કંપનીને હિંદમાં વેપાર કરવાના કેટલાક હક આપ્યા. તે મુજબ કંપનીએ હિંદનાં મોટાં શહેરોમાં કોઠીઓ (વખારો) સ્થાપી વેપાર કરવા માંડ્યો. પહેલી કોઠી સુરત ખાતે સ્થાપવામાં આવી.



સુરતમાં અંગ્રેજોની કોઠી

ધીમે ધીમે એ કંપનીએ પોતાના રક્ષણ માટે લશ્કર રાખવા માંડ્યું. ઔરંગઝેબ પછીના નબળા પાદશાહોન

અમલમાં આ દેશના સૂબાઓ અને મરાઠાઓ એક બીજા સાથે લડવા લાગ્યા. તેમનામાંના જેમને કંપનીએ લશ્કરની મદદ કરી તેમની પાસેથી કંપનીને કેટલાક મુલકો અને હકો મળ્યા. આમ કંપનીનું રાજ્ય સ્થપાયું. તે ધીમે ધીમે બળવાન થયું અને. તમે વાંચી ગયા છો તેમ, ઈ. સ. ૧૮૧૮માં કંપનીએ પેશ્વા પાસેથી ગુજરાતનું રાજ્ય જીતી લીધું.

પોતાના અમલ દરમિયાન કંપનીએ પોતાની રૈયતને કેળવણી આપવાને નિશાળો ઉઘાડી, કાયદાઓ ઘડ્યા, અને તાર, ટપાલ અને રેલવેની વ્યવસ્થા કરી.

ઈ. સ. ૧૮૫૭માં હિંદના દેશી લશ્કરે બળવો કર્યો અને દેશમાં અશાંતિ ફેલાઈ. આથી ઈ. સ. ૧૮૫૮માં કંપની સરકાર પાસેથી ઇંગ્લંડનાં મહારાણી વિક્ટોરિયાએ હિંદુસ્તાનનો વહીવટ પોતાના હાથમાં લીધો. તેમણે હિંદી પ્રજા જોગ એક ઢંઢેરો બહાર પાડ્યો. તેમાં દેશી રાજાઓ સાથે માનથી વર્તવાનું, લાયકાત પ્રમાણે હિંદી પ્રજાને અધિકારો આપવાનું, ધર્મની બાબતમાં વચ્ચે નહિ પડવાનું વગેરે જણાવ્યું. આથી દેશમાં શાંતિ ફેલાઈ. તેમના વખતમાં લોકલબોર્ડ અને મ્યુનિસિપાલિટીઓ સ્થપાઈ, એટલે



મહારાણી વિક્ટોરિયા

આપણા દેશની નાની નાની બાબતોમાં વહીવટ ચલાવવાનો હક આપણને મળ્યો. પોતાના સારા અમલથી એ મહારાણી 'ભલાં વિક્ટોરિયા' કહેવાયાં.

તેમની પછી તેમના પુત્ર સાતમા એડવર્ડ ઈ. સ. ૧૯૦૧માં ગાદીએ આવ્યા. તેમના સમયમાં આપણા દેશમાં વેપાર, હુન્નર અને ખેતી વધ્યાં, હિંદીઓને ભારે નોકરી મળી અને રાજ-કારભારમાં વધારે હક મળ્યા. એ 'શાંતિદાતા એડવર્ડ'ના નામથી ઓળખાયા.



પંચમ જ્યોર્જ

સાતમા એડવર્ડ પછી તેમના પુત્ર પાંચમા જ્યોર્જ ઈ. સ. ૧૯૧૦માં હિંદુસ્તાનના શહેનશાહ થયા. તેઓ શહેનશાહ બાનુ મેરી સાથે ઈ. સ. ૧૯૧૧માં હિંદ પધાર્યા અને દિલ્હીમાં તેમનો રાજ્યાભિષેક કરવામાં આવ્યો. એમને રાજ્ય કરતાં સને ૧૯૩૫માં ૨૫ વર્ષ થયાં. તેની ખુશાલીમાં આખા બ્રિટિશ સામ્રાજ્યમાં રૌપ્ય મહોત્સવ ઉજવાયો. પાંચમા જ્યોર્જ પછી તેમના પુત્ર આઠમા એડવર્ડ સને ૧૯૩૬માં ગાદીએ બેઠા. શહેનશાહ આઠમા એડવર્ડ સને ૧૯૩૬ના ડિસેમ્બર માસમાં ગાદીત્યાગ કર્યો અને તેમના નાના ભાઈ, છઠ્ઠા જ્યોર્જ નામ ધારણ કરી ગાદીએ બેઠા.

આપણે ઇશ્વર પાસે માગીએ કે નામદાર શહેનશાહ છઠ્ઠા જ્યોર્જ ઘણું જીવે અને એમના અમલમાં આપણા દેશના લોકોને રાજકારભારમાં ઘણા હક મળે.



શહેનશાહ છઠ્ઠા જ્યોર્જ

## — પ્રશ્નો —

( ૧ ) અંગ્રેજ વેપારીઓની કંપની કયા બાદશાહના વખતમાં હિંદુસ્તાનમાં વેપાર કરવા આવી અને ગુજરાતમાં તેણે કયાં કોઠી નાખી?

( ૨ ) વેપાર કરવા આવેલી કંપનીએ રાજ્ય શી રીતે મેળવ્યું અને કંપની સરકારના તાબામાં ગુજરાત કેવી રીતે આવ્યું?

( ૩ ) કંપની સરકાર પાસેથી ઇંગ્લંડના રાજ્યકર્તાઓના હાથમાં હિંદનું રાજ્ય કેવી રીતે અને ક્યારે આવી ગયું?

( ૪ ) મહારાણીના ઢંઢેરા વિષે ત્રણ–ચાર વાક્યો લખો.

# પાઠ ૩૨મો

## ગુજરાતનો રાજ્યવહીવટ

અંગ્રેજ સરકારનું રાજ્ય પૃથ્વીના દરેક ભાગ પર આવેલું છે. એ રાજ્ય બ્રિટિશ સામ્રાજ્ય કહેવાય છે. આપણું હિંદુસ્તાન બ્રિટિશ સામ્રાજ્યનો એક ભાગ છે.

નામદાર છઠ્ઠા જ્યોર્જ ગ્રેટ બ્રિટન અને આયર્લેન્ડના રાજા અને હિંદુસ્તાનના શહેનશાહ છે. એમનો એક પ્રધાન ઇંગ્લંડમાં રહી હિંદુસ્તાનના રાજ્ય ઉપર દેખરેખ રાખે છે. તે હિંદી પ્રધાન કહેવાય છે.

હિંદુસ્તાનમાં શહેનશાહ પોતાનો એક પ્રતિનિધિ નીમે છે; તે વાઇસરોય કહેવાય છે. તે હિંદુસ્તાનના સૌથી વડા અધિકારી છે, માટે ગવર્નર જનરલ પણ કહેવાય છે. હાલના આપણા વાઇસરોય લોર્ડ લિન્લિથગો છે. એ ખેડૂતોના વાઇસરોય છે. હિંદુસ્તાનનાં ગામડાંની સ્થિતિ સુધરે, ગામડાંનાં ઢોર મજબૂત બને, ગાયોની ઓલાદ સુધરે અને આપણા દેશની ખેતી સુધરે તે માટે એઓ બહુ પ્રયત્ન કરે છે.



લોર્ડ લિન્લિથગો

હિંદુસ્તાનનો વહીવટ ચલાવવા તેના પ્રાંતો પાડેલા છે. મોટા પ્રાંતના વડા હાકેમને

ગવર્નર કહે છે. નાના પ્રાંતમાં ચીફ કમિશ્નર અમલ ચલાવે છે. તેઓ ગવર્નર જનરલના તાબામાં રહી પોતાના પ્રાંતનો વહીવટ કરે છે. આપણો મુંબઈ ઇલાકો એવો એક પ્રાંત છે. હાલ આપણા ઇલાકાના ગવર્નર લૉર્ડ લુમ્લે છે.

હિંદના પ્રાંતોમાં ચાલતો અમલ પ્રાંતિક સ્વરાજ્ય કહેવાય છે. એટલે કે આપણા પ્રાંતના બધા જિલ્લામાંથી લોકો મુંબઈ પ્રાંતની ધારાસભાઓમાં બેસવા માટે સભ્યોને ચૂંટે. તે સભ્યો ધારાસભામાં બેસી આપણે માટે સારા સારા કાયદા ઘડે. વળી આપણે પસંદ કરી મોકલેલા સભ્યોમાંથી ગવર્નર પ્રધાનો નીમે અને તે પ્રધાનો પોલિસખાતું, મહેસૂલી ખાતું, બાંધકામખાતું, કેળવણીખાતું—એવાં બધાં ખાતાં લોકોને સુખ થાય તેવી રીતે ચલાવે. તમારા શિક્ષકને પૂછશો તો તે તમને આપણા પ્રધાનોને માટે કાંઈ કાંઈ વાત કહીને એ પ્રધાનોની ઓળખાણ આપશે.

આપણો ગુજરાત પ્રાંત મુંબઈ ઇલાકામાં આવેલો છે. રાજ્યવહીવટ ચલાવવા માટે જે ભાગ પાડવામાં આવે તે રાજકીય વિભાગ કહેવાય છે. ગુજરાત પ્રાંત એવો રાજકીય વિભાગ નથી. રાજ્યવહીવટને માટે ગુજરાતના ત્રણ ભાગ પડે છે : (૧) અંગ્રેજ સરકારના તાબાનો ખાલસા મુલક, (૨) દેશી રાજ્યો, (૩) પરદેશી સંસ્થાનો.

ખાલસા મુલકમાં ગુજરાતના (૧) અમદાવાદ, (૨) ખેડા, (૩) ભરુચ–પંચમહાલ અને (૪) સુરત, એમ ચાર જિલ્લા આવેલા છે. એમાં પાંચમો થાણા જિલ્લો ઉમેરી એક રાજકીય વિભાગ બનાવેલો છે. તે વિભાગને ઉત્તર વિભાગ કહે છે. ઉત્તર વિભાગના ઉપરી અધિકારી કમિશ્નર સાહેબ છે. તે અમદાવાદમાં રહે છે.

ગુજરાતનાં બધાં દેશી રાજ્યો ગવર્નર જનરલની દેખરેખ નીચે છે. એમાં સૌથી મોટું વડોદરાનું દેશી રાજ્ય છે. એ રાજ્ય ઉપર ગવર્નર જનરલ તરફથી રેસિડન્ટ દેખરેખ

રાખે છે. નાનાં દેશી રાજ્યોના સમૂહને એજન્સી કહે છે. ગુજરાતમાં એવી બે એજન્સી છે : (૧) પશ્ચિમ હિંદના દેશી રાજ્યોની એજન્સી; એમાં કચ્છ, કાઠિયાવાડ અને સાબરકાંઠાનાં દેશી રાજ્યો આવેલાં છે. (૨) ગુજરાતનાં દેશી રાજ્યોની એજન્સી; એમાં ખંભાત, રેવાકાંઠા, વાંસદા, ધરમપુર, સચીન અને ડાંગનાં દેશી રાજ્યો આવેલાં છે. એ સિવાય પાલણપુર અને દાંતાનાં દેશી રાજ્યો ગુજરાતમાં આવેલાં છે. તે રજપૂતાના એજન્સીમાં ગણાય છે. દરેક એજન્સી ઉપર ગવર્નર જનરલ તરફથી 'એજન્ટ ટુ ધ ગવર્નર જનરલ' નામના અધિકારી દેખરેખ રાખે છે. ગુજરાતમાં આવેલાં દીવ અને દમણમાં પોર્ટુગીઝ લોકોનું રાજ્ય છે. એ પરદેશી સંસ્થાનો છે.

જિલ્લાના ઉપરી કલેક્ટર કહેવાય છે. તે પોતાના જિલ્લાના મહેસૂલખાતાના વડા અધિકારી છે. વળી તે ચોરી અને મારામારી જેવા ફોજદારી ગુનાનો ન્યાય આપે છે, માટે તે જિલ્લા મૅજિસ્ટ્રેટ પણ કહેવાય છે. કલેક્ટર જિલ્લાને લગતી બધી બાબતો ઉપર દેખરેખ રાખે છે. જિલ્લાના પોલિસ ખાતાના અધિકારી પોલિસ સુપરિન્ટેન્ડન્ટ કહેવાય છે. તે ગુના થતા અટકાવે છે અને ગુનેગારોને પકડે છે.

મોટા ફોજદારી ગુનાનો ન્યાય આપવાને જિલ્લામાં સેશન્સ જજ હોય છે. તે દેવા–લેણાનો એટલે દીવાની દાવાનો પણ ચુકાદો આપે છે, તેથી તે જિલ્લા જજ પણ કહેવાય છે.

જિલ્લામાં દવાખાનાંના મુખ્ય અધિકારી સિવિલ સર્જન છે, અને સરકારી બાંધકામખાતાના ઉપરી અધિકારી ઇજનેર કહેવાય છે.

ઉત્તર વિભાગના કેળવણીખાતાના ઉપરી અધિકારી એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર કહેવાય છે. તે ગુજરાતી અને અંગ્રેજી નિશાળો પર દેખરેખ રાખે છે.

દરેક જિલ્લામાં લોકલબોર્ડ નામની એક સભા હોય છે. તેમાં જિલ્લાના લોકો સભ્યો ચૂંટીને મોકલે છે. તેમાં સરકાર પણ થોડા સભ્યો નીમે છે. જિલ્લા લોકલબોર્ડ પોતાના જિલ્લાની પ્રાથમિક કેળવણી, રસ્તાઓ, કૂવાઓ, દવાખાનાંઓ વગેરે લોકોપયોગી કામોનો વહીવટ ચલાવે છે.

શહેર કે મોટા કસ્બામાં લોકલબોર્ડ જેવી સંસ્થા હોય છે, તે મ્યુનિસિપાલિટી કહેવાય છે. મ્યુનિસિપાલિટી શહેરની પ્રાથમિક કેળવણીનો વહીવટ કરે છે, અને રસ્તા, દીવાબત્તી, આરોગ્ય વગેરે વિષયો ઉપર લક્ષ આપે છે. સદરહુ વહીવટ માટે મ્યુનિસિપાલિટી શહેરના લોકો પાસેથી કર ઉઘરાવે છે.

જિલ્લાના તાલુકાઓ પાડેલા છે. દરેક તાલુકાના ઉપરી અધિકારી મામલતદાર કહેવાય છે. તે પોતાના તાલુકાનો, કલેકટરની માફક વહીવટ કરે છે. તે નાના ગુનાની ફરિયાદ સાંભળે છે, તેથી તે મેજિસ્ટ્રેટ પણ કહેવાય છે. તાલુકામાં પોલિસ ખાતાના અધિકારી પોલિસ સબ–ઇન્સ્પેકટર કે ફોજદાર કહેવાય છે. વળી માગતા–લેણાના કજિયા પતાવવા ઘણાખરા તાલુકામાં સબજજ અથવા મુન્સફ નામના અધિકારી હોય છે. તાલુકાનાં ગામડાંમાં મહેસૂલ ઉઘરાવવાને તલાટી અને બંદોબસ્ત રાખવાને પટેલ નીમેલા હોય છે.

—પ્રશ્નો—

( ૧ ) નામદાર શહેનશાહ છઠ્ઠા જ્યોર્જ ઇંગ્લંડમાં રહી હિંદુસ્તાન પર શી રીતે અમલ ચલાવે છે તે લખો.

( ૨ ) ગુજરાત પ્રાંત રાજકીય વિભાગ કેમ ન કહેવાય? રાજ્યવહીવટ માટે ગુજરાતના કયા કયા ભાગ પડે છે તે લખો. તે ભાગમાં રાજ્યવહીવટ કેવી રીતે ચાલે છે, તે પણ લખો.

( ૩ ) લોકલબોર્ડ અને મ્યુનિસિપાલિટી કેવી રીતે અને કયો કયો વહીવટ ચલાવે છે?

( ૪ ) પ્રાંતિક સ્વરાજ્ય એટલે શું? આપણા નામદાર પ્રધાનોનાં નામ આપો, અને તેમનાં જીવનની કોઈ વાત કહો.

## મિડ્લસ્કૂલ સ્કોલરશિપ પરીક્ષામાં પુછાએલા કેટલાક પ્રશ્નો

૧. ગુજરાતમાં જૂનામાં જૂનું રાજ્ય કયું હતું? તેનો નાશ કેવી રીતે થયો?

૨. દારૂ પીવાથી બહુ નુકસાન થાય છે, તે બતાવવાને તમારા ઇતિહાસમાંથી એક વાર્તા લખો.

૩. બૌદ્ધધર્મ ગુજરાતમાં પણ હતો તેની ખાતરી શું? ગુજરાત સુધી બૌદ્ધધર્મ ફેલાવનાર રાજા વિષે જે જાણતા હો તે લખો.

૪. વનરાજે તેના બાપે ખોએલું રાજ્ય પાછું શી રીતે મેળવ્યું, તે લખો.

૫. ચાવડાવંશમાંથી ગાદી સોલંકીવંશમાં કેવી રીતે ગઈ, અને મૂળરાજે પાપનિવારણ માટે શા ઉપાય લીધા?

૬. મીનળદેવી કરણ રાજાની માનીતી રાણી શા રીતે થઈ? તે ન્યાયી હતી, એમ શા ઉપરથી કહો છો?

૭. ભીમ બાણાવળીના વખતમાં સોમનાથ મહાદેવના દેવાલયનો જે પ્રભાવ હતો તેનું વર્ણન કરો. તે દેવાલયનો નાશ કોણે અને કેવી રીતે કર્યો?

૮. સિદ્ધરાજે જૂનાગઢ પર શા માટે ચડાઈ કરી અને તેનું પરિણામ શું આવ્યું?

૯. ભોળા ભીમદેવ અને પૃથ્વીરાજ ચૌહાણ વચ્ચેની લડાઇનાં કારણો આપો અને એ લડાઈ વિષે તમે જે જાણતા હો તે લખો.

૧૦. ગુજરાતના મુસલમાન બાદશાહોમાં સૌથી વધારે પરાક્રમી જેને માનતા હો તેને પરાક્રમી કહેવાનાં કારણો લખો. તેની યાદગીરીઓ હાલ ગુજરાતમાં ક્યાં ક્યાં છે?

૧૧. નીચેના વિષે તમે જે જાણતા હો તે લખો:

(अ) યોગરાજ, (ब) ભીમદેવ પહેલાનો પુત્ર મૂળરાજ, (क) જસમા ઓડણ.

૧૨. 'નેનતળાવ' કોણે અને કેવી રીતે બાંધ્યું ?

૧૩. નીચેનાં નામો શા માટે જાણીતાં છે ? :
અણહીલ ભરવાડ, જસમા, માધવ, તેજપાળ અને મુંજાલ.

૧૪. મહમૂદ બેગડા વિષે તમે જે જાણતા હો તે લખો.

૧૫. ગુજરાતમાં મરાઠા લોકો પહેલવહેલા ક્યારે આવ્યા ? હાલમાં ગુજરાતમાં મરાઠા લોકો ક્યાં રાજ કરે છે અને તેમનો રાજા કોણ છે ? તે રાજા વિષે તમે જે જાણતા હો તે લખો.

૧૬. નીચેના દરેક જણ વિષે તમે જે જાણતા હો તે પાંચ લીટીમાં લખો:
૧. સુરપાળ, ૨. ધુંધળ, ૩. જગદેવ પરમાર. ૪. હેમાચાર્ય, ૫. આશો ભીલ.

૧૭. મુસલમાનો ગુજરાતમાં રાજ્ય સ્થાપવામાં શાથી સફળ થયા તે બતાવનારી હકીકત લખો.

૧૮. ગુજરાતમાં જોવા લાયક બાંધકામો ક્યાં ક્યાં છે ? તે કોણે, કોના વખતમાં બંધાવ્યાં તે જણાવો.

૧૯. નીચેનાં દરેક વિષે નોંધ લખો :
(૧) વિમળશાહ, (૨) મલાવનું તળાવ, (૩) અકબર, (૪) કંચન–કુમારી, (૫) મલેક કાફુર.

૨૦. ગુજરાત અંગ્રેજ સરકારના હાથમાં આવ્યું, તે પહેલાં તેના પર કઈ કઈ જાતના લોકોએ રાજ્ય ચલાવ્યું હતું, અને આશરે કેટલો વખત ?

૨૧. ગુજરાત પ્રાંતનો નકશો દોરી તેમાં શ્રીકૃષ્ણના સમયથી તે આજ સુધીની ગુજરાતની રાજધાનીઓનાં નામ લખો.

---

હવે પછી આવતા પાઠોમાં ગુજરાતના મુખ્ય કવિઓ, સંતો, રાજદ્વારી પુરુષો અને દેશસેવકોનો બાળકોને પરિચય કરાવવા પ્રયત્ન કર્યો છે. શિક્ષકો એ પુરુષોનાં જીવનના બીજા રસમય બનાવો પણ બાળકોને કહે અને તેમને એ મહાપુરુષો માટે વધારે જાણવાની ઇચ્છા થાય એ રીતે માર્ગદર્શન કરાવે.

# પાઠ ૩૩મો

## ભક્ત કવિ નરસિંહ મહેતા

જૂનાગઢમાં આસરે ૪૦૦ વર્ષ ઉપર એક નાગર કુટુંબ રહેતું. એ કુટુંબમાં એક હતો મોટો ભાઈ, એક તેની ધણીઆણી અને એક નાનો ભાઈ. નાના ભાઈનું નામ નરસિંહ. મહેતા એમની અટક.

નરસિંહ કામધંધો કરે નહિ. આખો દિવસ આમતેમ રખડે. બે વખત ઘેર આવીને જમીને મોજ કરે.

ભાભીથી આ કેમ સહેવાય? એક દિવસ તે ભડકી ઊઠી: 'આવડા મોટા થયા. કાંઈ ધંધોધાપો કરતા નથી! ભાઈનું રળેલું ખાઓ છો! શરમ નથી આવતી?' સત્તર-અઢાર વર્ષના નરસિંહને માઠું લાગ્યું. તે ઘેરથી નાસી જંગલમાં ગયો. ત્યાં એક તૂટેલું મહાદેવનું દેરું હતું. ત્યાં એ બેઠો — મહાદેવની ભક્તિ કરવા.

દંતકથા કહે છે કે મહાદેવ એના પર પ્રસન્ન થયા અને વરદાન માગવાનું કહ્યું. એણે માગ્યું કે મને કૃષ્ણનાં દર્શન કરાવો. કહે છે કે મહાદેવજીએ નરસિંહ મહેતાને કૃષ્ણનાં દર્શન કરાવ્યાં.

પછી નરસિંહ મહેતા કૃષ્ણની ભક્તિ કરવા લાગ્યા. કૃષ્ણનાં ભજન પણ લખે. ધીમે ધીમે એ મોટા કવિ થયા. કોણ જાણે ક્યાંથી એમનામાં આટલું બધું જ્ઞાન આવ્યું! એમણે તો આપણા ધર્મના જૂના ગ્રંથો એટલે વેદ અને ઉપનિષદ્‌માં, ધર્મ માટે જે લખેલું છે, તેનાં સારવાહી ભજનો ગુજરાતીમાં

લખ્યાં. વેદ અને ઉપનિષદ્ તો સંસ્કૃતમાં લખાએલા. સંસ્કૃત ભણવું અઘરું પણ ખરું. એટલે તે વખતના લોકોને ખરા ધર્મની ખબર પણ કેમ પડે? નરસિંહે એ બધા માટે ગુજરાતીમાં પદો લખ્યાં. એટલી સહેલી ભાષામાં કે અભણ પણ સાંભળીને ધર્મ શું છે તે સમજે.

આજે તો ૧૪ વર્ષની નાની ઉંમરની છોકરીને પરણાવાય નહિ! નરસિંહના વખતમાં તો બાળલગ્ન થતાં; પાંચ–સાત વર્ષનાં છોકરા–છોકરી પરણતાં — ઢીંગલા–ઢીંગલીની જેમ. નરસિંહ મહેતા પણ બચપણમાં પરણેલા. જંગલમાંથી ઘેર આવી એમણે જુદું ઘર માંડયું. પણ ધંધો–ઉદ્યોગ કરે નહિ. માત્ર કૃષ્ણની ભક્તિ કરે અને ભક્તિની કવિતા લખે.

આજે તો આપણી સાથે શાળામાં હરિજનનાં બાળકો ભણે છે. ત્યારે તો ઉજળીઆત કોમ હરિજનનો બહુ તિરસ્કાર કરતી. ગામને કૂવે તેમનાથી પાણી ન ભરાય. તેમને અડકાય તો નહાવું પડે. લોકો તેને જરાજરામાં મારે પણ ખરા.

આપણા વેદમાં કહ્યું છે કે જે માણસ સાચો ધર્મ પાળે છે તેને મન ઊંચ–નીચ બધાં સરખાં છે. નરસિંહ મહેતા ઢેડવાડે પણ ભજન કરવા જાય. આથી નાગર લોકોએ તેમને નાતબહાર મૂકયા. પછી નાતનું જમણ થયું. બધા નાગરો જમવા બેઠા. નરસિંહ મહેતા નાતબહાર, એટલે એમને નોતરું કોણ દે? એવામાં કૌતુક થયું. નાગરોની નાતની પંગતમાં એક–એક નાગર સાથે એક–એક ઢેડ–હરિજન જમતો જણાયો. નાગરો ગભરાયા. નરસિંહ મહેતાને તેડી લાવ્યા. એટલે વચ્ચે વચ્ચે દેખાતો હરિજન બંધ થયો. આવી દંતકથા છે. એમ પણ બન્યું હોય કે શાણા નાગર લોકોને, નરસિંહ

મહેતાને નાતબહાર મૂકયા પછી, એવા પવિત્ર માણુસને નાતબહાર મૂક્યાનો પસ્તાવો થયો હોય અને તેથી ફરી નાતમાં દાખલ કરી દીધા હોય.

એમનાં છોકરાં પરણાવવાનો તથા એમની દીકરીના સીમંતનું મોસાળું કરવાનો બધો ખર્ચ ભગવાને જાતે શેઠીઆનો વેશ લઈ કરેલો, એવી પણ વાત છે. એ તો લગ્નમાં પણ કાંસીજોડાં લઈને જાય અને સીમંતના મોસાળામાં પણ એમ જ ખાલી હાથે જાય. પછી કોઈ સખી માણુસ વણમાગ્યે બધું ખર્ચ ઉપાડી લે.

એ આપણા ગુજરાતના પહેલા કવિ. એમણે અત્યારની ગુજરાતી ભાષામાં સહુથી પહેલી કવિતાઓ લખી. ત્યાર પહેલાં તો બધા હિંદી અને વ્રજ ભાષામાં જ કવિતા લખતા. આમ ગુજરાતી કવિતાના એ પિતા કહેવાય.

પ્રભાતમાં ગાવાનાં ઈશ્વરનાં ભજન પણ નરસિંહ મહેતાએ લખ્યાં છે. તે પ્રભાતિયાં કહેવાય છે.

— પ્રશ્નો —

ખાલી જગાએ યોગ્ય શબ્દ મૂકો અને અધૂરાં વાક્ય પૂરાં કરોઃ—

(૧) ભાભીએ ______ માર્યું, તેથી ______ મહેતા ઘેરથી નાસી ગયા.

(૨) નરસિંહ મહેતાએ મહાદેવ પાસે માગ્યું કે ______

(૩) નરસિંહ મહેતાએ સવારમાં ગાવાનાં ભજન લખ્યાં છે, તે ______ કહેવાય છે.

(૪) નીચેનું ગીત આખું વાંચી જશો તો મઝા પડશેઃ

નરસિંહ મહેતા ભગત હરિના, જૂનાગઢના રહેવાસી,
હુંડી કરાવવા આવ્યા નગરમાં, ચાર જણા તીરથવાસી.

## પાઠ ૩૪મો

### દયાનંદ સરસ્વતી

લગભગ ૧૨૫ વર્ષ ઉપરની આ વાત છે. કાઠીઆવાડના એક બ્રાહ્મણ કુટુંબમાં મૂળશંકર નામનો એક છોકરો હતો. એના પિતા મહાદેવના મોટા ભક્ત હતા. શિવરાત્રિનો દિવસ હતો. તે દિવસે મહાદેવના મંદિરમાં આખી રાત પૂજા થવાની હતી. મૂળશંકર પણ તે જોવા ગયો. ત્યાં મધરાતે મહાદેવના થાળું ઉપર ઉંદરોને દોડાદોડી કરતાં એણે જોયાં. તે પરથી એને વિચાર આવ્યો કે મૂર્તિમાં ઈશ્વર ન હોય! નહિ તો મહાદેવના માથા પર આ ઉંદરો કૂદાકૂદ કરે તે મહાદેવ કેમ સાંખે!

દયાનંદ સરસ્વતી

અને આમ વિચાર કરતો એ માબાપને કહ્યા વગર ઘરથી નાસી ગયો. કાશી ગયો. હરદ્વાર ગયો. એણે ધર્મનો અભ્યાસ કર્યો. વેદ અને ઉપનિષદ્નો એવો અભ્યાસ કર્યો કે કોઈ પણ વિદ્વાનને એ પુસ્તકોનો, પોતે જે અર્થ કરે તે માનવો જ પડે. એ મૂળશંકર પછી તો દયાનંદ સરસ્વતીના નામથી પ્રસિદ્ધ થયા.

એક લંગોટીભેર ગંગાના તટ પર બેસીને વર્ષો સુધી એમણે ઈશ્વરનું ધ્યાન ધર્યા કર્યું. પણ તેથી એમને સંતોષ

ન થયો. એમણે "મૂર્તિપૂજા ખોટી છે; વિધવા છતાં જુવાન છોકરીઓને પરણવા દેવી જોઈએ; હરિજનને અડકવાથી અભડાઈ જવાતું નથી." એવો ઉપદેશ કરવા માંડ્યો. તેમણે એક મંડળ પણ સ્થાપ્યું. તે મંડળનું નામ "આર્યસમાજ".

મોટા મોટા રાજાઓ એમના શિષ્ય થયા. રાજાઓ એમના ઉપદેશ પ્રમાણે રાજકાજ કરવા લાગ્યા. પણ દેવને પૂજનારા પેલા બ્રાહ્મણો અને બીજાઓ, કે જેમને એમનો ઉપદેશ નહોતો ગમતો, તે બધા એમના દુશ્મન થયા.

એ દુશ્મનોએ એમના રસોઈઆને ફોડી ૬૦ વર્ષની ઉંમરના દયાનંદને ઝેર અપાવ્યું. સ્વામીને ખબર પડી કે એમના રસોઈઆએ એમને ઝેર આપ્યું છે. તેમણે રસોઈઆને બોલાવ્યો. તેણે ભૂલ કબૂલ કરી અને તે રડી પડ્યો. સ્વામીજી તો જરાય ગુસ્સે ન થયા. તે બોલ્યા: "ગભરા નહિ. મને મરવાનું કાંઈ દુઃખ નથી, પણ તેં મોટું પાપ કર્યું છે. પણ હવે અહીંથી છાનોમાનો દૂર દૂર નાસી જા. લે, આ થોડા રૂપીઆ લેતો જા. તને ખપ લાગશે. તું નહિ નાસી જાય તો આ વાત બહાર આવતાં મારા શિષ્યો અને બીજા લોકો તને જીવતો નહિ રહેવા દે. માટે એકદમ નાસી જા."

પોતાનો જીવ લેનારને એમણે માફી આપી; વધારામાં ધન પણ આપ્યું. સ્વામીજી કેટલા દયાળુ! કેટલા ઉદાર!

— પ્રશ્નો —

(૧) ખાલી જગાએ યોગ્ય શબ્દ મૂકો:

સ્વામીજીને ______ એ ઝેર આપ્યું. સ્વામીજીને આ ખબર પડી ત્યારે ______ ને તેમણે બોલાવ્યો અને કહ્યું: તેં આ ______ કામ કર્યું છે. માટે અહીંથી એકદમ નાસી જા, નહિ તો મારા શિષ્યો તારો ______ લેશે.

(૨) સ્વામી દયાનંદ સરસ્વતીએ લોકોને શો ઉપદેશ આપ્યો?

# પાઠ ૩૫મો

## ફાર્બસ

આ ચોપડીના ઇતિહાસના પાઠો અમે **"રાસમાળા"** નામની એક મોટી ચોપડીને આધારે લખ્યા છે. એ **"રાસમાળા"** તે શું? એ આપણા ગુજરાતના ઇતિહાસનું પહેલું પુસ્તક. એ કોણે લખ્યું? ફાર્બસ નામના એક ગોરા અમલદારે.



ફાર્બસ

૨૫-૨૭ વર્ષનો એક અંગ્રેજ જુવાન અમદાવાદમાં આસિસ્ટંટ જજ—ન્યાયાધિશ તરીકે આવ્યો. અમદાવાદ તો મુસલમાન બાદશાહોની રાજધાની હતું. એણે તે સમયનાં સુંદર કોતરણીકામવાળાં મકાનો જોયાં; રાણી સિપ્રીની મસ્જીદ જોઈ; શાહઆલમનો રોજો જોયો; સરખેજનો રોજો જોયો; કાંકરીઉં તળાવ જોયું; અને આ જોતાં જોતાં ફાર્બસને ગુજરાતનો ઇતિહાસ જાણવાનું મન થયું.

એણે પોતાને ખર્ચે ભાટ લોકોને બોલાવ્યા; ચારણ લોકોને બોલાવ્યા; તેમની પાસેથી ગુજરાતના રાજાઓના રાસા અને વાતો ભેગી કરવા માંડી; પણ તેમ કરતાં પહેલાં એણે ગુજરાતી ભાષા શીખવા માંડી. દલપતરામ કવિ પાસે એ

ગુજરાતી શીખ્યા. ગુજરાતના ઇતિહાસની બધી હકીકત ભેગી કરી. પછી એ વિલાયત ગયા અને ત્યાં રહી 'રાસમાળા' એટલે ગુજરાતનો ઇતિહાસ અંગ્રેજીમાં લખ્યો.

એ સાહેબ બહુ દયાળુ હતા. ગરીબોને, દુઃખીને એ મદદ કરતા. બહુ પુસ્તકો ભેગાં કરતાં. સદાવ્રત પણ આપતા. કોઈ કોઈ મહિને તો એમનો બધો ય પગાર આવાં કામોમાં વપરાઈ જતો. ગુજરાતી ભાષાનો પુસ્તક ભંડાર–લાયબ્રેરી કાઢવાનો એમને વિચાર થયો. એમણે અમદાવાદમાં **ગુજરાત વર્નાક્યુલર સોસાયટી** સ્થાપી. તેમાં મોટી લાયબ્રેરી સ્થાપી. નવાં નવાં પુસ્તકો ગુજરાતી ભાષામાં લખવાની ગોઠવણ કરી. એ ઉપરાંત એક છાપું–માસિક પણ કાઢયું.

છેલ્લે ફાર્બસ સાહેબ મુંબાઈની હાઈકોર્ટના જજ થયા. ત્યાં પણ એમણે એ કામ જારી રાખ્યું. ગુજરાતી ભાષાનાં પુસ્તકો લખાવવા લાખેક રૂપીઆનું ફંડ કરવાની તૈયારી કરતા હતા એવામાં એઓ ઈ. સ. ૧૮૬૫માં મરણ પામ્યા.

વિલાયતમાં જન્મેલા એ અંગ્રેજે, આપણા ગુજરાત માટે કોઈ ગુજરાતીએ ત્યારસુધી નહિ કરેલી એવી, ગુજરાતની સેવા કરી. ધન્ય છે એ અંગ્રેજને!

**— પ્રશ્ન —**

(૧) આઠ–નવ વાક્યમાં ફાર્બસ સાહેબની વાત લખો.

# પાઠ ૩૯ મો

## નર્મદ દલપત

નર્મદાશંકર અને દલપતરામ એ આપણા ગુજરાતના જાણીતા કવિઓ. આસરે ૧૦૦ વર્ષ ઉપર જન્મેલા. બન્ને બ્રાહ્મણ. નર્મદાશંકર સુરતમાં જન્મ્યા. અને દલપતરામ

કવિ નર્મદ

કવિ દલપતરામ

કાઠીઆવાડમાં. એમના પહેલાંના કવિઓ કવિતા લખતા પણ તે મોટે ભાગે ઈશ્વર સંબંધી. આ બે કવિઓએ તો આપણો સમાજ કેમ સુધરે તે સંબંધી કવિતાઓ લખી નવો ચીલો પાડ્યો.

— ૠ —

નર્મદાશંકર અંગ્રેજી પણ ભણેલા. તે જમાનામાં સાધારણ અંગ્રેજી ભણેલાને પણ સારા પગારની નોકરી મળતી. પણ નર્મદાશંકરે પૈસાનો લોભ છોડી દીધો અને ગુજરાતની સેવા કરવા માટે નોકરી ન કરવાની પ્રતિજ્ઞા લીધી.

એમણે ગુજરાતની ઘણી સેવા કરી છે. એમણે અનેક કવિતાઓ લખી; અનેક નિબંધ લખ્યા; ગુજરાતી ભાષાનો કોશ લખ્યો; દુનિયાનો ઇતિહાસ લખ્યો; અને લોકોને વહેમમાં નહિ માનવા, ઢોંગી લોકોથી નહિ છેતરાવા, અને દેશ ઉપર પ્રેમ રાખવા બોધ કર્યો. લોકોને માટે દાંડીઓ નામનું છાપું પણ કાઢેલું.

એમણે ઘણી કવિતા લખી છે. 'જય જય ગરવી ગુજરાત' એ કવિતા એમની લખેલી છે. નર્મદાશંકરની બીજી કવિતાઓ તમે નહિ વાંચી હોય તો જરૂર વાંચશો.

— —

નર્મદ કવિને ગરીબાઈમાં જીવન ગાળવું પડ્યું. એને ઘણા દુશ્મનો પણ થયા હતા. આમ છતાં એણે નોકરી ન કરવાની ટેક પાળી અને ૧૮૮૬ની સાલમાં ગુજરી ગયા ત્યાં સુધી ગુજરાત અને ગુજરાતની ભાષાની અદ્ભુત સેવા કરી.

કવિ દલપતરામ વઢવાણમાં રહેતા. એ અંગ્રેજી ભણેલા નહિ છતાં પણ કવિતાઓ લખતા. ફાર્બસ સાહેબે એમને ઘણી મદદ કરી અને કવિતા લખવાને ઉત્તેજન આપ્યું. દલપતરામ સરકારી નોકરી કરતા હતા, પણ જ્યારે જરૂર પડી ત્યારે સરકારી નોકરી છોડી દઈ ગુજરાતી ભાષામાં પુસ્તકો લખાવવા માટે સ્થાપેલી ગુજરાત વર્નાક્યુલર સોસાયટીના તેમણે સેક્રેટરી તરીકે કામ કર્યું.

ફાર્બસ સાહેબ 'રાસમાળા'–ગુજરાતનો ઇતિહાસ–લખી શક્યા તે દલપતરામ કવિની મદદથી જ.

નર્મદાશંકર કવિ જેવો દલપતરામની કવિતામાં જુસ્સો નહિ. પણ એમણે પણ ગુજરાતની પોતાની રીતે સુંદર સેવા કરી છે. એમણે ઘણી કવિતાઓ લખી છે; ભૂતનિબંધ લખી લોકોને એવા વહેમમાં નહિ માનવા શિખામણ આપી છે; સ્વદેશી વસ્તુ દેશને ફાયદો કરે, તે સમજાવવા **હુન્નરખાનની ચઢાઈ** લખી છે. દલપતરામ સને ૧૮૯૮માં ગુજરી ગયા.

નર્મદાશંકરની કેટલીક કવિતા એવી કે તમે મોટા થાઓ પછી જ સમજો, જ્યારે દલપતરામની ઘણી કવિતા એવી કે, તમને તેમાં અત્યારે પણ સમજ પડે.

— પ્રશ્નો —

(૧) કવિ નર્મદાશંકર અને દલપતરામની એકેક સારી કવિતા શોધી કાઢો અને મોંઢે કરી નાખો.

(૨) નર્મદાશંકર અને દલપતરામ એ બે કવિઓમાં તમને કયા ગમે તે કારણો સહિત લખો.

# પાઠ ૩૭મો

## દાદાભાઈ નવરોજી

નવસારીના પારસી કુટુંબમાં ઈ. સ. ૧૮૨૫માં દાદાભાઈ નવરોજીનો જન્મ થયો. બચપણમાં જ એમના પિતા મરણ પામ્યા એટલે એમની માની સંભાળ નીચે જ એ મોટા થયા અને ભણ્યા.



દાદાભાઈ નવરોજી

નિશાળમાં ભણતા ત્યારે એ હોશિયાર વિદ્યાર્થી ગણાતા. એમણે એક પછી એક એમ બધી પરીક્ષાઓ ઊંચે નંબરે પસાર કરી.

એમણે સને ૧૮૫૧માં લોકોનાં જીવન સુધારવા એક છાપું પણ કાઢેલું. એમણે થોડો વખત વડોદરા રાજ્યના ન્યાયખાતામાં અને તે બાદ વડોદરા રાજ્યના દીવાન તરીકે નોકરી કરી અને તે મારફત લોકોના સુખને માટે જુદાં જુદાં ખાતાંમાં સુધારા કરાવ્યા.

પછી એમણે નોકરી છોડી દીધી અને વેપાર કરવા માંડયો. વિલાયત ગયા. પણ એમણે દેશસેવાનું કામ વિસાર્યું નહિ. અંગ્રેજ લોકો મારફતે ચૂંટાઈ ત્યાંની લોકસભાના સભ્ય બન્યા. વિલાયતની પાર્લામેન્ટના એ પહેલા હિંદી સભ્ય.

વિલાયતમાં એમણે હિંદના લોકોને રાજકારભારમાં ભાગ અપાવવા માટે ઘણાં ભાષણો કર્યાં. એમણે હિંદની ગરીબાઈ કેટલી છે તે વિલાયતના લોકોને સમજાવ્યું. પાર્લમેન્ટ મારફતે આપણા દેશની એમણે અમૂલ્ય સેવા કરી.

આ કારણે આપણા દેશના લોકો એમના તરફ બહુ માનથી જોતા. એમના ઉપર વિશ્વાસ પણ ખૂબ મૂકતા. હિંદી મહાસભાના (કોંગ્રેસના) ત્રણ ત્રણ વાર પ્રમુખ ચૂંટીને લોકોએ એમને અનહદ માન આપ્યું.

૯૨ વર્ષની ઉંમરે એ મરણ પામ્યા; તો ય છેવટની ઘડી સુધી એમણે દેશસેવાનું કાંઈ ને કાંઈ કામ કર્યા જ કર્યું.

ઘડપણમાં એ બહુ મુસાફરી કરી શકતા નહિ, તો યે તે સમયના આગેવાનો પોતાને મૂંઝવણ થાય તેવી બાબતમાં દાદાભાઈ પાસે જઈ તેમની સલાહ લેવા, અને તે પ્રમાણે કામ કરતા.

એમની સેવાથી રાજી થએલા હિંદુસ્તાનના માણસોએ એમને "હિંદના દાદા" ગણ્યા. આજે પણ એમને લોકો "હિંદના દાદા"ના લાડકા નામથી ઓળખે છે.

— પ્રશ્નો —

… આપણા દેશની સેવા કઈ રીતે કરી?

ગાંધીજીએ લોકસેવાનું કામ ઉપાડ્યું. કેટલા ય વિદ્વાન અને પૈસાદાર જુવાનો ગાંધીજીની સાથે એ લોકસેવામાં જોડાયા.

તે વખતે જુવાન દેશસેવકોની સાથે એક વૃદ્ધ પુરુષ પણ ખેડા જીલ્લાને ગામડે ગામડે રખડતા. ઊજળી દૂધ જેવી સફેદ દાઢીવાળા, આનંદી ચહેરાવાળા એ ૭૦ વર્ષના ડોસા પણ જુવાનીઆઓની સાથે ગામડે ગામડે ફરતા અને લોકોની સેવા કરતા.

એ વૃદ્ધ ડોસા તે અબ્બાસ તૈયબજી. એમને (બધા) અબ્બાસ બાપુ કહેતા.

૧૯૩૬ની સાલમાં ૮૨ વર્ષની ઉંમરે એ ગુજરી ગયા ત્યાં સુધી એમણે દેશનું કામ કર્યું. ઘરડા માણસ, પણ નહિ થાકે કે નહિ હારે!

દેશસેવાનું કામ કાંઈ સહેલું નથી. ગામડે ગામડે ફરવું પડે. ન રીતસરનું ખાવાનું કે ન પીવાનું; કે ન ઊંઘવાનું. પણ અબ્બાસ બાપુને તો જાણે આવી મુશ્કેલીમાં પણ મોજ જ આવે!

મૂળ તો અબ્બાસ સાહેબ બહુ શ્રીમંત હતા. વડોદરા રાજ્યમાં એમણે ભારે પગારના મોટા હોદ્દા ભોગવેલા. છેલ્લે તો એ વડોદરા રાજ્યના વડા ન્યાયધીશ થએલા અને

ભારે પગાર પણ મેળવતા. આવા મોટા માણસે જુવાની ઘણી સુખચેનમાં ગાળેલી. પણ પેન્શન લઈ ગાંધીજીના સંઘમાં જોડાયા ત્યારથી ગરીબ માણસના જેવું સાદું જીવન જીવવા લાગ્યા.

નોકરી પણ એમણે બહુ પ્રમાણિકપણે કરેલી. રાજ્યના અધિકારી તરીકે રાજા અને પ્રજા એમના ઉપર બહુ પ્રેમ રાખતાં.

અબ્બાસ સાહેબ પવિત્ર મુસલાન હતા; દેશના અને ગુજરાતના એ એક મોટા બુદ્ધિશાળી છતાં નમ્ર સેવક હતા.

— પ્રશ્નો —

(૧) અબ્બાસ સાહેબની વાત સાત–આઠ વાક્યોમાં કહો.

(૨) અબ્બાસ સાહેબના જીવનના સારા ગુણોનું વર્ણન કરો.

# પાઠ ૩૯મો

## વલ્લભ–વિઠ્ઠલ બેઉ બંધવા

કરમસદના એક ખાનદાન પાટીદાર કુટુંબમાં વિઠ્ઠલભાઈ અને વલ્લભાઈ–બંને ભાઈઓનો જન્મ થએલો. વિઠ્ઠલભાઈ મોટા ભાઈ અને વલ્લભભાઈ નાના ભાઈ.

વલ્લભભાઈ નિશાળમાં બહુ ટીખલ કરે. ભલભલા માસ્તરોને પણ ટોળ, ટીખલ કે તોફાન કરી એમણે ઠેકાણે આણેલા. નિશાળમાં એ વિદ્યાર્થીઓના સરદાર હતા. મોટા થયા ત્યારે દેશના સરદાર બન્યા.



શ્રી. વિઠ્ઠલભાઈ પટેલ

બંને ભાઈઓએ આપણા દેશમાં વકીલાતની પરીક્ષા આપી. વકીલ થયા. પછી વિલાયત ગયા અને ત્યાં કાયદાની ઊંચી પરીક્ષા આપીને બેરિસ્ટર બન્યા. થોડોક સમય દેશમાં વકીલાત કરી અને પછી ગાંધીજીને પ્રતાપે દેશસેવાના કામમાં બંને ભાઈઓ જોડાઈ ગયા.

વિઠ્ઠલભાઇ હિંદી ધારાસભાના સભ્ય ચૂંટાયા અને હિંદી ધારાસભાના પહેલા પ્રમુખ બન્યા. ત્યાં તેમણે એવી સરસ

રીતે કામ કર્યું કે ભલભલા અંગ્રેજ અમલદારો પણ એમને માન આપવા લાગ્યા. ધારાસભાના પ્રમુખ તરીકે એમને મોટો પગાર મળતો. તેમાંનો મોટો ભાગ એઓ દેશની સેવા માટે આપી દેતા. ગાંધીજીએ સત્યાગ્રહની લડત ઉપાડી ત્યારે એમણે રાજીનામું આપ્યું અને જેલમાં પણ ગયા. પણ ત્યાં એમની તબિયત બગડી. સરકારે એમને છોડ્યા અને એ યુરોપમાં દવા કરાવવા ગયા. ત્યાં જ એમનું અવસાન થયું. શરીર ચાલ્યું ત્યાં સુધી એમણે દેશસેવા કરી અને મરણ થયું ત્યાં સુધી માંદગીમાં પણ એમણે દેશસેવાના વિચાર કર્યા.



સરદાર વલ્લભભાઈ પટેલ

વિઠ્ઠલભાઈ ઈ. સ. ૧૮૭૩માં જન્મ્યા અને ૧૯૩૩માં ગુજરી ગયા. વિલાયતથી એમના શબને મુંબાઈ ઉતાર્યું ત્યારે લાખો લોકોએ એમના શબને ફૂલથી વધાવ્યું.

નાના ભાઈ સરદાર વલ્લભભાઈ પટેલમાં ખરેખરા સરદારના ગુણ છે. જે કામ માટે એ સરદારી લે તે એ પાર જ પાડે. દેશના હજારો યુવાનો, શ્રીમંતો અને ગરીબો એમની સાથે જોડાઈ જ જાય.

થોડાંક વર્ષ પર ગુજરાતમાં રેલનું મહા સંકટ આવી

પડયું. ખેડૂતોનાં ઝુંપડાં તૂટી પડ્યાં. ઢોર તણાઈ ગયાં. ખાવાપીવાનું કાંઈ રહ્યું નહિ. ગુજરાતનાં ગામડામાં ખેડૂતો દુઃખી દુઃખી થઈ ગયા. આવે અણીને અવસરે સરદાર પટેલે આગેવાની લીધી. દેશને તન, મન અને ધનથી મદદ કરવા હાકલ પાડી. ઘણું નાણું ભેગું થયું, ઘણા જુવાનો લોકોનાં સંકટ દૂર કરવા ગામડે ગામડે ફરી વળ્યા, અને આમ સરદારે ગામડાંના લોકોનાં રડતાં મોં હસતાં કરી દીધાં.

ગુજરાતના ખેડૂતોને સરદાર ઉપર ઘણો વિશ્વાસ છે. તેમના ભવિષ્યના સુખને માટે સરદાર પટેલ જે જે ભોગ આપવા કહે તે તે આપવા તેઓ ખડે પગે તૈયાર છે.

અને વલ્લભભાઈ પટેલ ગુજરાતના જ સરદાર છે એમ નહિ. આપણા આખા દેશના પણ સરદાર છે. આપણા દેશમાં થોડા સમય ઉપર આપણા ચૂંટેલા પ્રધાનો કારભાર કરતા. તે બધા સરદાર પટેલની સલાહ પ્રમાણે પ્રજાને સુખ મળે એ રીતે પોતાના પ્રાંતના રાજકારભાર ચલાવતા. આ પ્રધાનો અને તેના નેતા સરદાર પટેલ તેથી જ લોકોના માનીતા છે.

— પ્રશ્નો —

(૧) તમારા શિક્ષકની મદદથી મહાદેવભાઈએ લખેલી સરદાર પટેલના જીવનની ચોપડી મેળવો. તેમાં, સરદાર નાનપણમાં કેવા હતા તે વાંચી જાઓ અને તેમાંની એકાદ વાત આઠ–દસ વાક્યમાં લખી નાખો.

(૨) 'વલ્લભ–વિઠ્ઠલ બેઉ બંધવા' એમ શરૂ થતું ગીત શોધી કાઢો.

(૩) વલ્લભભાઈ પટેલના વિદ્યાર્થી–જીવનનો જે પ્રસંગ તમને ગમતો હોય તે ટૂંકમાં લખો.

# પાઠ ૪૦મો

## મહાત્મા ગાંધીજી

તમે "ગાંધીજીની જય" બોલાવો છો. તમારામાંના કેટલાકે એમને જોયા પણ છે. એમ કહો ને, કે ગાંધીજીનાં દર્શન કર્યાં છે.

કેવા દેખાય છે એ? ૭૧ વર્ષના ઘરડા અને બોખા મોંવાળા ગાંધીજી આજે એક ટૂંકું ખાદીનું પંચીઉં પહેરે અને એક ઉપરણું ઓઢે. હાથમાં લાકડી અને કમરે ઘડિયાળ. આટલા ઘરડા પણ કેવા ચપ ચપ ચાલે છે!



મહાત્મા ગાંધીજી

મળસ્કે ચાર વાગે એ ઊઠે, પ્રાર્થના કરે અને દેશસેવાના કામનો આરંભ કરે. બપોરે સાદું ભોજન લે, એમના "હરિજન" માટે લેખ લખે, આખો દિવસ કામ કરે. જરાય થાકે નહિ, જરાય ગુસ્સે થાય નહિ. સાંજે સૂર્યાસ્ત પહેલાં સાદું ભોજન લે પાછા થોડું ફરે. પ્રાર્થના કરે. કદાચ વધારે કામ હોય તો રાતના બાર કે બે વાગા સુધી કામ કરે ને પછી સૂએ તોય પાછા ૪ વાગે તો ઊઠી પડે. આટલી ઉંમરે પણ રોજનાં બધાં કામ નિયમિત કરે. ગાંધીજી ઉંમરે ઘરડા પણ કામ કરવામાં ભલભલા જુવાનને પણ શરમાવે એવા.

**કાઠીઆવાડમાં ઊછરેલો એક છોકરો. નિશાળમાં ભૂમિતિ તો એને ગભરાવી નાખે. શરમાળ તો નાની બાળા જેવો. આવો છોકરો મહાત્મા ગાંધી થવાનો હશે તે કોણ જાણે ?**

૧૮ વર્ષે કાયદાનો અભ્યાસ કરી બેરિસ્ટર થવા એ વિલાયત ગયો. એની માનો એને વિલાયત મોકલતાં જીવ કેમ ચાલે ! મા તો કહે, કે મોહન, જો તું દારૂ નહિ પીવાનું અને માંસ નહિ ખાવાનું પણ લે તો જ તને વિલાયત જવા દઉં. માના કહ્યા પ્રમાણે એણે પણ લીધું. વિલાયતમાં તો લગભગ બધા જ લોક દારૂ–માંસ વાપરે, પણ આ ૧૮–૧૯ વર્ષના છોકરાએ મહિનાઓ સુધી અડધા ભૂખ્યા રહીને પણ માને આપેલું વચન પાળ્યું.

એ હમેશાં સાચું બોલે. જે સાચું લાગે તે જીવને જોખમે પણ કરે. દુશ્મનની પણ સેવા કરે.

નાનપણથી એ છોકરો સાચો. એક વખત તો એણે એના ભાઈબંધોની સાથે ખોટો ખર્ચ કર્યો. પૈસા આપવાને સોનાનું કડું કાપી તે વેચ્યું. પછી પસ્તાવો થયો. પિતાને આ વાત કહેવી જ જોઈએ. પિતા તો માંદા હતા, પથારીવશ હતા. મોંએ કહેવાની તો હિંમત ચાલી નહિ એટલે પોતાની ભૂલ ચિઠ્ઠીમાં લખીને જણાવી. બાપે વાંચી. કશું બોલ્યા નહિ. એમને આંસુ આવ્યાં. એ હરખનાં આંસુ હતાં. એમને થયું: મારો પુત્ર કેવો સાચાબોલો છે ! મારા જેવું સુખી બીજું કોણ ?

પછી તો ગાંધીજી બેરિસ્ટર થઈ આફ્રિકામાં વકીલાત કરવા ગયા. ત્યાંના ગોરાઓને કાળા લોકની બહુ સૂગ. કાળા બેરિસ્ટર ગાંધીને ત્યાંના ગોરાઓએ અપરંપાર દુઃખ દીધું. એક–બે વખત તો માર્યા પણ ખરા. પણ ગાંધીજીએ તેમના પર દ્વેષ ન કર્યો. તેમના પર ફરિયાદ ન માંડી.

આપણા દેશના લોકો આફ્રિકામાં છે. તેમને માટે આફ્રિકાની સરકારે આકરા કાયદા ઘડ્યા. ગાંધીજીએ આપણા દેશી ભાઈઓને એ કાયદા તોડવા સમજાવ્યું: "કાયદો તોડવો પણ બીલકુલ તોફાન કરવું નહિ. સરકાર જેલમાં લઈ જાય તો જવું અને ત્યાં પણ જે કામ સોંપે તે બીનતકરારે કરવું." આ સિદ્ધાંત ગાંધીજીએ સમજાવ્યો. આનું નામ સત્યાગ્રહ.

આફ્રિકાની જેલો આપણા દેશી ભાઈઓથી ભરાઈ ગઈ. સરકાર ગભરાઈ ગઈ. ગાંધીજી સાથે સંધી કરીને કાયદા સુધાર્યા.

પછી ગાંધીજી હિંદુસ્તાન આવ્યા. આપણા દેશના ગરીબ ખેડુતોની અને પાછળ પડતા વર્ગની ગરીબાઈ જોઈ. એમણે વિચાર્યું કે આ ગરીબાઈ કેમ ટળે? પછી રસ્તો શોધ્યો: "માણસે સાચું બોલવું. સાચું કામ કરવું. કોઈની વસ્તુ મફતની લેવી નહિ. કોઈને પણ – આપણા દુશ્મનને પણ – મારવો નહિ. ગરીબ લોકોની સેવા કરવી. આપણે પણ ગરીબાઈથી રહેવું. હરિજનોને હેરાન ન કરવા. તેમને આપણા જેવા જ ગણવા. આપણા દેશમાં કપાસ પુષ્કળ પાકે છે, માટે રૂ પીંજવું, કાંતવું, વણવું અને દેશમાં હાથે બનાવેલી ખાદી પહેરવી. દારૂ પીવો નહિ."

ગાંધીજી માને છે કે આપણા દેશના લોકો આ પ્રમાણે કરશે, તો દેશની ગરીબાઈ ઓછી થશે અને આપણા દેશમાં આપણું રાજ એટલે સ્વરાજ આવશે.

— પ્રશ્નો —

નીચેના વાક્યોમાં ખાલી જગાએ યોગ્ય શબ્દો મૂકો:—

(૧) હાથે પીંજેલા રૂમાંથી, હાથે સુતર કાંતી, હાથ-શાળ ઉપર જે કાપડ વણાય તે ______ કહેવાય છે.

(૨) ગાંધીજી કહે છે: ______ બોલો ______ કામ કરો. ______ ની સેવા કરો. ______ નો પણ દ્વેષ ન કરો.

(૩) ગાંધીજીનો "સત્યાગ્રહ"નો સિદ્ધાંત તમે જેમ સમજ્યા હો તેમ લખો.

(૪) ગાંધીજી વિશે આ પાઠ સિવાય બીજું જે જાણતા હો તે લખો